# ઇરાનથી જરથોસ્તીઓના હિન્દના આગમન સંબંધી ઉપસ્થિત થયલા સંકાશીલ સવાલોનો

# રદીઓ



પ્રગટ કરનાર:

નરીમાન રૂસ્તમજી જીનવાલા,

પ્રેસીડન્ટ, અંકલેશ્વર પારસી પંચાયત,

સ્ટેશન રોડ, અંકલેશ્વર.




મુંબઇ.

ધી "ફેટ" પ્રિન્ટીંગ પ્રેસ

૧૯૪૧

ઈરાનંથી જરથોસ્તીઓના હિન્દના આગમન સંબંધી
ઉપસ્થિત થયલા સંકાશીલ સવાલોનો

# રદિઓ



પ્રગટ કરનાર:

નરીમાન રૂસ્તમજી જીનવાલા,
પ્રેસીડન્ટ, અંકલેશ્વર પારસી પંચાયત,
સ્ટેશન રોડ, અંકલેશ્વર.



મુંબઇ.

ધી ફોર્ટ પ્રિન્ટીંગ પ્રેસ.

૧૯૪૧

# દિબાચો.



અંકલેશ્વરના થોડાક ઉલટમંદ જરથોશ્તી ભાઇઓની કારસાજીથી પારસીઓના હિંદુસ્તાનના આગમન ઉપરની કેટલીક બાબતો ઉપર અજવાળું નાખનાર આ ચોપડી પ્રગટ થઇ છે. અંકલેશ્વરની હાઇસ્કુલના હેડ માસ્તરે કરેલા અવિચારી ટીકાઓને પરિણામે ત્યાનાં ઉલટમંદ ભાઇઓને આ ચોપડી પ્રગટ કરવાને કારણ મળ્યું છે. આ શિક્ષકે પોતાના વર્ગના વિદ્યાર્થીઓ સન્મુખ બોલતાં પારસીઓના પવિત્ર પૂર્વજોની નાલેસી થાય એવા ટીકાઓ કર્યા હતા. આ ટીકા એ મતલબના હતા, કે પારસી કાફલો હિંદુસ્તાનમાં આવ્યો, ત્યારે તેઓમાં ૮૦૦ મરદો અને ૩૦૦ સ્ત્રીઓ હતી. ૫૦૦ મરદોને વરવાને માટે પોતાની ન્યાતની સ્ત્રીઓ નહિ હોવાથી તેઓએ ભીલડીઓ જોડે લગ્ન કર્યાં હતાં. હાલમાં સામળા દેખાતા પાર સીઓ એવાં મિશ્રિત લગ્નોનું પરિણામ છે. આ ટીકાઓ દેખીતી રીતેજ અવિચારી અને ભૂલભરેલા છે, પરંતુ, સ્કુલમાં શિખતા જુદી જુદી ન્યાતના છોકરા છોકરીઓ સન્મુખ આવા ટીકા થવાથી પરન્યાતની નજરમાં પારસીઓને હલકું લાગે એ દેખીતું છે. અંકલેશ્વરવાસી ભાઇઓએ આ વિરૂદ્ધ ચળવળ ચલાવી એ ગૃહસ્થ પાસે યોગ્ય ખુલાસો મેળવી આપણા પવિત્ર પૂર્વજોની થએલી ખોટી નાલેસી દૂર કરવા પ્રયાસ કર્યો છે એટલુંજ નહિ, પણ એ બાબતમાં અભ્યાસીઓના અભિપ્રાયો મેળવી હંમેશને માટે એ વિષય ઉપર અજવાળું પાડવા કોશેશ કરી છે એ માટે તેઓને મુબારકબાદી ઘટે છે. ગુજરાતીમાં કહેતી છે કે 'નઠારૂં થાય તે સારાંને કાજે' એ કહેતી મુજબ આ ચોપડીમાં જે કિમતી અભિપ્રાયો જુદા જુદા અભ્યાસીઓ તરફના છપાયા છે તે પારસીઓના હિંદુસ્તાનમાં આવવાના બનાવની તવારીખ ઉપર જુદી જુદી દિશાથી સારૂં અજવાળું નાખે છે. આપણા પવિત્ર પૂર્વજો પર પડેલા હાડિ-સાઓ, તે હાડિસાઓમાંથી બચવા માટે તેઓએ લીધેલા ઉપાયો, ઇરાનથી હિંદુસ્તાન તરફની તેઓની મુસાફરી, સંજાણમાં તેઓનું ઠરીઠામ થવું, સંજાણ ઉતર્યા તે વેળા તેઓની હાલત, દીન પ્રત્યેની તેઓની જાનફેશાની, ધર્મનાં ફરમાનો પાળવાની તેઓની ચિવટાઇ વગેરે અનેક વિષયો ઉપર જુદા જુદા અભ્યાસીઓ તરફથી લખાણો થઇ પારસી-ઓના હિંદુસ્તાનમાંના આગમનની તવારીખ રજુ કરનારૂં આ પુસ્તક પારસીઓને પોતાના નીઆગાનોની યાદ આપવા માટે અતિ ઉપયોગી છે. હાલના પારસીઓના કીર્તિવંત પૂર્વજો—હખામની અને સાસાની જમાનાના પારસીઓ—ની તવારીખની નોંધ યુનાની, રૂમી, ઇસ્લામી વગેરે લખનારાઓનાં લખાણોમાંથી મળે છે, પણ સાસાની

વંશની સમાપ્તી પછીની જરથોસ્તીઓની થએલી મહા દુર્દશાને પરિણામે ત્યાર પછીની તવારીખ માત્ર અહીંતહીં થોડાક એસારાઓ સિવાય ઝાઝી મળતી નથી. વળી અત્રે હિંદુસ્તાનમાં આવી ઠરીઠામ થએલા પારસીઓએ પણ પોતાનું સઘળું ધ્યાન ધર્મ-પુસ્તકોનાં લખાણો સાચવી રાખવાને માટે રોકેલું દીસે છે, અને હિંદુ-સ્તાનમાં આવ્યા પછી પારસીઓના સંબંધમાં શું શું બનાવો બન્યા તેની કોઈપણ સીલસીલાબંધ તવારીખ આપણી પાસે નથી. આવી રીતે જે જમાનાની સહી તવા-રીખ મળતી નથી તે વિષે બીનજોખમદાર આસામીઓ જો ભવિષ્યમાં ગમે તે બોલે, તેઓની સામે હંમેશનો અટકાવ નાખવા માટે પારસી અભ્યાસીઓ તરફથી જુદાં જુદાં દ્રષ્ટીબિંદુથી તે વેળાની પારસીઓની હાલતના સંબંધમાં રજુ થયેલા વિચારો બહુ ઉપયોગી થઇ પડશે એમાં શક નથી. આ ચોપડીમાં પ્રગટ થયેલા અભ્યાસી-ઓના અભિપ્રાયો ઉપરથી સ્પષ્ટ માલુમ પડે છે કે અંકલેશ્વરની હાઇસ્કુલના એ. શિક્ષકે પારસીઓના પૂર્વજોના સંબંધમાં કરેલા ટીકા સદંતર ખોટા અને નાપાયદાર છે. અંકલેશ્વરવાસી ભાઇઓએ પારસીઓના હિંદુસ્તાનમાં આવવા વિષે અભ્યાસીઓને પૂછેલા સવાલ સાથે સંબંધ ધરાવનારા બીજા કેટલાક અગત્યના સવાલો પૂછયા હતા, અને તેઓના જવાબો કેટલાક અભ્યાસીઓએ ઘણી સુંદર રીતે આપ્યા છે, જે વાંચવા અને મનન કરવા લાયક છે. છેવટે જે ભાઇઓએ ઉલટ લઇ આ ચોપડી પ્રગટ કરવાને માટે મોટો શ્રમ ઉઠાવ્યો છે, તેઓએ તેમ કરી પોતાના પૂર્વજો પ્રત્યે સાચી વફાદારી દેખાડી પોતાની કોમ પ્રત્યેની સેવા બજાવી છે અને તે માટે તેઓને દરેક ધન્યવાદ ઘટે છે.

બમનજી નસરવાનજી ધાભર.

પારસી કોલોની, દાદર, મુંબઇ.

# પ્રસ્તાવના.



કહેવત છે કે માઠું થાય તે સારાંને કાજે! આવાજ કાંઇક કમનસીબ સંજોગોના પરિણામે આ પુસ્તક હસ્તિમાં આવે છે.

આ તો જાણિતી બાબત છે કે જરથોશ્તી જેવી એક એકભાગી, ધાર્મિક જીવન ગુજારનાર અને હિંદુસ્તાન દેશને અગ્રસ્થાને લાવવામાં ઉંચો ફાળો આપનાર નામાંકિત કોમનો એક ભાગ ઇરાન-સર-જમીન ઉપર તેઓ ઉપર ગુજરેલા સિતમો અને હાંદેસાઓને લીધે પોતાની માતૃભૂમિને છેવટની સલામ કરી પોતાના પવિત્ર મહજબની જાળવણીના એકલા હેતુથી પરદેશ નીકળી પડયો. આ નાના ટોળાએ કેટલીક વિપત્તિઓમાંથી પસાર થઇ હિંદુસ્તાનમાં આગમન કર્યું તે એક જુની ઇતિહાસીક બાબત છે. આપણા એ માનવંત પૂર્વજો-હખામની અને સાસાની જમાનાના જરથોશ્તીઓની તવારીખની નોંધ યુનાની, રૂમી, ઇસ્લામી વિગેરે લખનારાઓનાં જાણિતા લેખોમાંથી મળી આવે છે ખરી, પણ સાસાની વંશની સમાપ્તિ પછીની જરથોશ્તીઓની થયલી મહા દુર્દશાને લીધે ત્યારપછીની તવારીખ માત્ર અહિં-તહિં થોડા છૂટા ઇશારા સિવાય સીલસીલાબંધ મળતી નથી; વળી તે માટે આપણા પૂર્વજો તરફથી પણ તે વેળાના બિનઅનુકુળ સંજોગો વચ્ચે ધર્મ-રક્ષા ઉપરાંત એવી કોઇક બાબતો માટે જોઇતું કરવામાં આવેલું જણાતું નથી અને આ રીતે સીલસીલાબંધ ઇતિહાસ મળવો મુશ્કેલ છે. આવા સંજોગોમાં કોઇપણ જાતનું નિવેદન કરતી વેળા હરેક આસામીએ ઘણીજ સંભાળ રાખવાની જરૂર રહે છે એમ કહેવું વધુ પડતું તો નહિજ હોય.

ભરૂચ જીલ્લાનાં અંકલેશ્વર ગામની શેઠ એદલજી નસરવાનજી જીનવાલા મ્યુનીસીપલ હાઇ સ્કુલના હેડમાસ્તર સાહેબ મી. એસ. એમ. આચાર્ય, બી. એ. એ આવીજ પુરતી શાહદતોની ગેરહાજરીમાં પોતાના શિષ્યો આગળ જરથોશ્તી કોમના હિંદના આગમનની તવારીખ બાબે કાંઇક અવિચારી, ભૂલભરેલા અને જરથોશ્તી કોમની લાગણી દુખાય એવા ટીકાઓ કર્યા જેથી ગામની જરથોશ્તી વસ્તીની પોતાના ધર્મ અને પૂર્વજો તરફની માનભરી લાગણીને આઘાત થતાં તેઓએ ગામની પંચાયતના માનવંત પ્રેસીડન્ટ સાહેબને લેખીત અરજ ગુજારી આવી ભુલભરેલી સ્થિતીનો અંત આણવા જરૂરી પગલાં લેવા જણાવ્યું. આ બાબે મજકુર હેડમાસ્તર સાહેબ અને પ્રેસીડન્ટ સાહેબ વચ્ચે જરૂરી પત્રવેહેવાર થઇ હેડમાસ્તર સાહેબનો યોગ્ય ખુલાસો મેળવવામાં આવ્યો. હેડમાસ્તર સાહેબે

જણાવ્યું કે તેમના આ ટીકા તેમના ગુરૂ પ્રોફેસર શાપુરશાહ હોડીવાલાના શિક્ષણને આભારી હતા અને તે આધારે આવું થવા પામ્યું હતું; જ્યારે અમારી તપાસમાં પ્રોફેસર શાપુરશાહ હોડીવાલા તરફથી આ બાબતને કશો પણ ટેકો મળી શકયો ન હતો.* જરથોસ્તી કોમ તરફ પોતાને પુરતું માન હોવાનું અને કોઇપણ રીતે એ કોમની લાગણી દુખવવાની કશીપણ ધારણા નહિ હોવાનું તેમજ જો તેમના આવા ટીકાઓથી કોમની લાગણી સ્હેજ પણ દુખાઇ હોય તો તે માટે પોતે દુ:ખી અને દીલગીર હોવાનું ખાત્રીપૂર્વક જણાવ્યાથી માનવંત અનજુમને મજકુર હેડમાસ્તર સાહેબ ઉપર વધુ કશું કરવાનું જરૂરી ન ગણતાં એ બાબત બંધ કરી.

પણ આ સવાલ જે ઉઠયો તે ભવિષ્યમાં ફરી પાછો કોઇ બીજે સ્થાનેથી કોઇપણ કોમી કે પરકોમી બીજી વ્યક્તિ તરફથી ન ઉઠે એવું કાંઇ ન હતું. આપણા પૂર્વજોને લગતી આ બાબેની સીલસીલાબંધ તવારીખની ગેરહાજરી કે અજ્ઞાનતાને લીધે આવી શંકાઓ એક યા બીજે માર્ગે ઉભી થયાજ કરે તે દેખઇતુંજ કોમના લાભનું ન ગણાય; બલકે હાલના સંજોગો જોતાં આવા તકરારી સવાલોનું કંઇ પણ ખંડન કરવાની જરૂરીયાત કોઇ પણ કોમાભિમાની ભાઇ કે બ્હેન ના પાડી શકે નહીં. આથી, હેડમાસ્તર સાહેબના ટીકાથી ઉપસ્થિત થયલી તકરાર અને લાગણીના સવાલનેજ નજર સનમૂખ ધરી, તેમના વિરૂદ્ધ ચળવળ ચલાવવા કે તેમને માઠું લગાડવાની નેમ અમોએ રાખી નહિ કે રાખી પણ નથી પણ આપણી કોમને લગતા આ મહત્વના સવાલ ઉપર ઇતિહાસીક નજરે કાંઇપણ અજવાળું પડી શકે એવી એક પ્રશ્નાવળી શુભ હેતુથી તૈયાર કરી અમોએ આપણી કોમના થોડાક ધર્મઅભ્યાસી ભાઇઓના એ બાબે મત મંગાવ્યા. મજકુર પ્રશ્નાવળી અમોએ આ પુસ્તકમાં પાના ૧) ઉપર પ્રગટ કરી છે. અમોને જે જે જવાબો મળ્યા છે તે તે મજકુર પ્રશ્નાવળી પાછળ પ્રગટ કર્યાં છે, જે બતાવી આપશે કે આપણી કોમના માનવંત પૂર્વજોનાં ઉંચ ચારિત્ર, નીતિરીતિ, ધર્માભિમાન ઇત્યાદી માટે સહેજ પણ શંકા ઉઠાવવી વ્યાજબી નથી. અમો ચાહતે તો હજીપણ આપણા કોમના બીજા માનવંત દસ્તુરજીઓ અને અનેક ધર્મઅભ્યાસીઓ, તવારીખનવેશો ઇત્યાદીનાં મત મંગાવવા પ્રયત્ન કરી શકતે પણ તેમ કરવા જતાં ઘણો લાંબો વખત નીકળી જાય અને પુસ્તક ઘણું મોટું થઇ પડે. આ છતાં એક સારી સંખ્યા ઉપર અમોએ પ્રશ્નાવળી મોકલી હતી તેમાં જેઓના જવાબો હાલસુધીમાં મળ્યા છે તે પ્રગટ કરીએ છીએ.

---

* આ બાબે જુઓ પાછળ પ્રગટ થયલા એર્વદ જમશેદ કાવસજી કાત્રક, બી. એ. ના અભિપ્રાય હેઠળ તેમણે કરેલી તપાસની નોંધ પાનું ૩૪.

આ પુસ્તક પ્રગટ કરવામાં અસાધારણ ઢીલ થવા પામી છે જેનું કારણ જવાબો મેળવવામાં પસાર થઇ ગયેલો લાંબો વખત અને પ્રગટ કરવાના ખર્ચની જોગવાઇનો સવાલ મૂખ્ય છે. વળી જે જે ભલા સાહેબોએ અમારાં આમંત્રણને માન આપી અમારી પ્રશ્નાવળીના ખુલાસાવાર જવાબ લખી મોકલ્યા છે તે સર્વે સાહેબોનો અમો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. માનવંત એર્વદ બમનજી નસરવાનજી ધાભર, એમ.એ., કે જેઓની વિદ્વતા, સાલેસાઇ અને ધર્માભિમાન આજે આગલા જમાનાઓના એક કાબેલ દસ્તુરાન દસ્તુર જેવાં છે અને જેમણે આજે લગભગ દોઢ ડજન જેટલાં જુના જમાનાના હસ્તલેખોના તરજુમા, તવારીખો, રિવાયતો ઇત્યાદી પ્રગટ કરી એક ચુનંદા સ્કોલર તરીકે આપણી કોમની અમૂલ્ય સેવા બજાવી છે તેમણે જે દિબાચો લખી આપ્યો છે, તે માટે તેમનો ઉપકાર માન્યે છીએ. મુંબઇની દાદર ખાતે આવેલી અથોરનાન મદ્રેસાના શિક્ષક એર્વદ બેજનજી ફરદુનજી કાંગાએ જુદા જુદા અભ્યાસીઓ તરફથી આવેલા જવાબોની નકલ ટુંક સમયમાં શુદ્ધ હરફે કરી આપી છપામણીનાં કામમાં જે સવળતા કરી આપી છે તે માટે તેમનો પણ આભાર માન્યે છીએ.

અમો તરફના આ શબ્દોની છેવટે અમો ફરી કહેવાની જરૂર જોઇએ છીએ કે આ પુસ્તક પ્રગટ કરવામાં અમારો એકલો હેતુ આપણા પૂર્વજોને લગતી ખરી તવારીખની શોધખોળ કરી, વિગતો એકઠી કરી જાહેરમાં મૂકવા સિવાય બીજો કાંઇપણ નથી અને અમોએ જે કામ હાથ ધર્યું હતું તે આજે–with malice to none–કોઇને પણ માટે કશા પણ દ્વેષભાવ, ઇર્ષ્યા યા અંગત વેરઝેર વિના ખતમ કર્યે છીએ.

નરીમાન આર. જીનવાલા,
પ્રેસીડન્ટ, અંકલેશ્વર પારસી પંચાયત.

મોબેદ જમશેદજી પીરોજશાહ,
ફરામરોજ મનચેરજી વીમાદલાલ,
ફરામરોજ નશરવાનજી,
રતનશા દારાશા ગાંધી.

અંકલેશ્વર, તા. ૨૬–૧૦–૩૯.

# સાંકળ્યું.





——:o:——

# પ્રશ્નાવળી



પારસીવાડ,
અંકલેશ્વર.

મહેરબાન માનવંત શેઠજી સાહેબ,
શેઠ........

સાહેબ,

આપ મહેરબાનનો એક અતિ મહત્વના સવાલ ઉપર મત જાણવા માંગીએ છીએ જે કૃપા કરી વિશુદ્ધ અને સચોટ રીતે દર્શાવવાની મહેરબાની કરશોજી.

અત્રે અંકલેશ્વરમાં એક હાઇ સ્કુલ છે તેના હેડ માસ્તર સાહેબે ઇતિહાસનાં વિષયમાં ઉતરતાં વિદ્યાર્થીઓ સમક્ષ નીચે મુજબના અર્થના શબ્દો ઉચ્ચાર્યા હતા:

"પારસીઓ ઇરાનથી આવ્યા ત્યારે ૮૦૦ પુરૂષો અને ૩૦૦ સ્ત્રીઓ મળી કુલ્લે ૧૧૦૦) આવ્યા હતા. ૩૦૦ પુરૂષો એ ૩૦૦ સ્ત્રીઓ સાથે લગ્ન કરી શક્યા. બાકી જે ૫૦૦ પુરૂષો રહ્યા, તેઓએ ભીલડીઓ (અનાર્ય ગણાતી એક કોમ જેને દુબળીઓબી કહે છે; એ કોમમાં નરને ભીલ અથવા દુબળા કહે છે) સાથે લગ્ન કર્યાં, અને તેથી હાલનાં જે પારસીઓ કાળા દેખાય છે તે ઉપલી બાબતને અંગે ઉપસ્થીત થએલી વર્ણશંકરતાને લીધે છે."

ઉપલા શબ્દોથી અત્રે શીખતા પારસી છોકરાઓ તેમજ બાળ, વૃદ્ધ સર્વેમાં રોષની લાગણી ભભુકી ઉઠી અને આપણા પૂર્વજો માટે આવા નાલેશીભર્યા શબ્દો બોલાવાથી ભારે વિખવાદ પેદા થયો હતો.

મહાશય, આ વિષયમાં અમો સત્ય વસ્તુ જાણવા માંગીએ છીએ; અને તેથી અમારા મનનું સમાધાન કરવા કેટલાક પ્રશ્નો પૂછવાની જરૂર વિચારીએ છીએ. તેથી આપને નમ્રતાપૂર્વક વિનંતી કરીએ છીએ કે આપના અભ્યાસના આધારભૂત તવારીખી શહાદતો સહિત અમારા પ્રશ્નોના છૂટા છૂટા જવાબો આપવાની મહેનત લઇ છેવટે આપનો સ્વતંત્ર મત પણ શો છે તે જણાવવાની કૃપા કરશોજી.

પ્રશ્ન ૧—જે જરથોસ્તી નરનારીઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યા તેઓ બધા ધર્મની સાચી ધગશ અને નીતિનાં ઉંચા ધોરણને લઇને આવ્યા હતા કે કેમ?

પ્રશ્ન ૨—નરનારીઓની સંખ્યા ૧૧૦૦) નીજ હતી કે? એટલે ૮૦૦ નરો અને ૩૦૦ નારીઓ?

પ્રશ્ન ૩—એ સર્વે નરનારીઓ આવ્યાં તે પરણવા લાયકનીજ ઉમરના બધાં હતાં? તેઓમાં કોઇ બાળ, વૃદ્ધ હતાં કે?

પ્રશ્ન ૪—જો સંખ્યાની ગણત્રી સાચી હોય, તો બાકીના ૫૦૦) નરોએ કેવળ ભીલડીઓ સાથેજ લગ્ન કર્યાં હતાં કે ?

પ્રશ્ન ૫—પારસીઓ ઇરાનથી આવ્યા તે પૂર્વે જુદ્દીનો સાથે લગ્ન કરવાનો રિવાજ હતો કે કેમ ? અને જો તે રિવાજ હોય તો તે સર્વમાન્ય હતો કે કેમ ? અને ઇરાનથી પારસીઓ અત્રે આવ્યા પછી જો જુદ્દીન લગ્ન કર્યાં હોય, તો તે ઉપલા રિવાજ મુજબજ કે ?

પ્રશ્ન ૬—"Race" એટલે શું ? ગોરી પ્રજાના પુરૂષો (જેવા કે તે વખતે આવેલા જરથોશ્તીઓ) કાળી પ્રજાની સ્ત્રીઓ (જેવી કે ભીલડીઓ) સાથે લગ્ન કરે, તો તેઓની ઓલાદ કાળી અથવા શ્યામ જન્મે કે ! ગોરી અને કાળી ચામડીને Race Mixture સાથે શો સંબંધ છે ?

પ્રશ્ન ૭—આજથી ૧૩૦૦) વર્ષ પૂર્વે એટલે જરથોશ્તીઓ હિંદમાં આવ્યા તે વખતે હિંદમાં વસ્તી કોમોમાં શુદ્ધ આર્યો તરીકે કોણ રહી શકી હતી?

પ્રશ્ન ૮—હાલમાં આર્યો અને અનાર્યો કોણને કહી શકાય?

સાહેબ, ઉપલા પ્રશ્નોના ઉત્તર લખી મોકલવા આપને જે તકલીફ આપી છે તે માટે એકવાર ફરીથી આપનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ. અને આપની બનતી ફુરસદે અમોને સંપૂર્ણ સત્ય ઉત્તરો મળવાની આશા રાખીને વિરમતા હમો છીએ,

આપના શુભચિન્તકો,
મોબેદ જમશેદજી પીરોજશાહ,
મોબેદ કાવસશાહ પેસ્તનજી,
જહાંગીર રૂસ્તમજી હકીમ,
જાલેજર અરદેશર અંકલેસરીઆ.

તા૦ ક૦:—ઉપર જણાવેલ શાળાના હેડ માસ્તરે આ બાબદનો ખુલાસો માગતાં જણાવ્યું હતું કે એ વિગત જુનાગઢમાં આવેલ બહાઉદ્દીન કોલેજના પ્રોફેસર મી૦ હોડીવાલા (પારસી) તરફથી એમને મળી હતી. જો આપ એ પ્રોફેસર સાહેબના સમાગમમાં આવ્યા હો અથવા એમનું એવું કોઇ લખાણ વાંચ્યું હોય, તો જણાવવા કૃપા કરશો કે એમનો એવો મત હતો?

નીચેનાં સરનામે જવાબ મોકલી આપવાની કૃપા કરશોજી.

મોબેદ જમશેદજી પીરોજશાહ એનજીનીઅર, અગિયારી આગળ,
અંકલેશ્વર.

## મુંબઇની પારસી પંચાયતના બુઝોર્ગ, માનવંત પ્રમુખ શેઠ મંચેરજી પે૦ ખરેગાટ, આઇ. સી. એસ. (રીટાયર્ડ), જેઓ એક જાણીતા ઑરિએન્ટલ સ્કૉલર તરીકે વિખ્યાતી પામ્યા છે તેમનો મત.

રાજસ્થાન, માથેરાન,
તા૦ ૨-૫-૧૯૩૯.

સાહેબ,

આપના વડવાઓ ઇરાનથી આવ્યા, ત્યારે તેઓની સંખ્યા કેટલી હતી, મરદો કેટલા, સ્ત્રીઓ કેટલી, બાળકો કેટલાં તે નક્કી કરવાને મારી જાણ મુજબ કાંઇબી સાધન નથી. એટલુંજ કહેવાઇ શકાય કે તેઓની સંખ્યા ઘણી મોટી નહિ હશે, તેમજ તે મધેના મરદોએ હિંદુસ્તાન આવી હિંદની સ્ત્રીઓ સાથે પરણ્યા એમ પણ કહેવાને મારી જાણ મુજબ કંઇ પણ પુરાવો નથી. વળી પ્રોફેસર શાપુરજી હોડીવાલાએ એમ લખ્યું હોય કે અમુક સંખ્યામાં પુરૂષો અને સ્ત્રીઓ આવ્યાં, અને અમુક સંખ્યાના પુરૂષોએ હિંદી સ્ત્રીઓ સાથે લગ્ન કીધાં, તેમ હું ધારતો નથી; એવણનાં પારસી કોમ વિષેનાં લખાણો મેં વાંચ્યાં છે, પણ એવું લખાણ કેઠે પણ વાંચેલું મને યાદ નથી. સહેલો માર્ગ એજ છે, કે તમો પ્રોફેસર હોડીવાલાને લખીને પૂછાવો, કે એવણને નામે એવું બોલાયું છે, તો ખરેખર એવણનું એવું કહેવું હતું કે, અને જો હોય તો શા આધારે.

હવે તમારા સવાલો હાથ ધરીશ અને ટુંકમાં તેના જવાબ બની શકતા આપીશ.

(૧) દરેક નરનારી એમ આવ્યાં હતાં એમ કોઇનાથી કહેવાય નહિ. એટલુંજ કહેવાઇ શકાય, કે સામાન્ય રીતે તેઓની આપણા ધર્મ પર આસ્થા હશે.

(૨) કોઇનાથી કહેવાઇ શકાય નહિ મુસ્તકીમ પુરાવા વગર, અને હું જાણું છું ત્યાં સુધી એવો કંઇ પુરાવો નથી.

(૩) એનો પણ જવાબ નં. (૨) માફકજ.

(૪) મુસ્તકીમ પુરાવા વગર એમ માની શકાય નહિ, અને હું જાણું છું ત્યાં સુધી એવો કંઇપણ પુરાવો નથી.

(૫) હું ધારૂં છું, કે એવો સર્વમાન્ય રિવાજ તે વખતે નહિ હશે.

(૬) એ સવાલ Biology ને લગતો છે, અને તેનો જવાબ હું આપવા માંગતો નથી. ફક્ત સાદી સમજથી હું એમ સમજુ છું, કે એ તદન જુદી જુદી કોમો જેવા કે ઇરાનીઓ અને ભીલોનાં પુરૂષ સ્ત્રી એકમેક સાથે લગ્ન

કરે, તો તેઓની ઓલાદ મધે થોડીક એક કોમના જેવી થાય, થોડીક બીજીના જેવી થાય, અને બાકીના મિશ્રિત ખાસિયતના થાય.

(૭) એ સવાલ બીકટ તવારીખનો છે, અને તેનો જવાબ હું આપી શકતો નથી.

(૮) હાલમાં પણ કોણ ચોકખી આર્યન ઓલાદના ગણાય તેનો જવાબ આપવો મુશ્કેલ છે. ઘણું કરીને સર્વેમાં થોડું ઘણું મિશ્રણ તો હોવું જોઇએ એમ લાગે છે.

લી૦ સેવક,
મ. પે. ખરેગાત.

———:o:———

બીકટ પહેલવી કેતાબો ઉકલાવી તેના સત્તાવાર તરજુમા કરવા માટે જાણીતા અઠંગ ધર્મઅભ્યાસી અને તવારીખનવેશ મી૦ સોહરાબ જ. બલસારા, એમ. એ. નો મત.



હિલ વ્યુ કૉટેજ,
જોગેશ્વરી, તા૦ ૨૪-૫-૨૯.

મોબેદ સાહેબો જમશેદજી પીરોજશાહ, કાવસશાહ પેરતનજી અને શેઠો જહાંગીર રૂસ્તમજી હકીમ અને જાલેજર અરદેશર અંકલેસરીઆ,

આપ સાહેબોના પત્રના જવાબમાં નીચે પ્રમાણે જણાવવાની રજા લઉં છું:—

સાસાની શહેનશાહતના અંત પછી જે પારસીઓ હિંદમાં આવી વસ્યા તેમની ઓછામાં ઓછાં ૧૨૦૦ વર્ષ આગમચથી હિંદના પ્રદેશમાં પારસીઓની મોટી વસ્તી હતી. છેક ઇ૦ સ૦ પૂર્વે ૫૧૮ માં મ્હાપ્રતાપી પારસી શહેનશાહ દારાયસે હિંદ પ્રદેશ જીતી લઇને તેના તમામ આર્ય પ્રદેશ ઉપર પોતાનું સીધુ રાજ્ય સ્થાપ્યું હતું. એ હિંદનાં પારસી રાજ્યમાં પંજાબ, સિંધ, કેશમીર વિગેરે પ્રાંતો સમાયલા હતા. એ ઉપરાંત એ અતરાફના લોકો પારસી શહેનશાહતને ખંડણી આપતા હતા.

મહાપ્રતાપી પારસી શહેનશાહ દારાયસ પાસે એવાં ૩૦) મોટાં રાજ્યો હતાં, તે દરેકમાં ત્રણ મોટા પારસી અમલદારો રહેતા હતા: (૧) વાઇસરોય, (૨) વડા સેનાપતિ અને (૩) સેક્રેટરી ઓફ સ્ટેટ. એમના હાથ હેઠળ પુષ્કળ બીજા અમલદારો અને સેપાહો રહેતા.

હિંદમાનું પારસી રાજ્ય એ રાજ્યની છેક સમાપ્તિ સુધી હૈયાત રહેવાથી એ અરસામાં પુષ્કળ પારસીઓ અને બીજા ઇરાનીઓ એમાં વસ્તા થયા હોય એ દેખાઇતું જ છે.

એ પછીનાં અર્ષકાની અને સાસાની રાજ્યોના અમલ દરમિયાન હિંદમાં બહોળી પારસી રાજ્ય સત્તા ફેલાયલી હતી. એથી એ અરસામાં પણ હિંદ પ્રદેશમાં મોટી પારસી વસ્તી હોવી જોઇએ. એવી બહોળી વસ્તી સાથ સરખાવતાં તેમજ સીધા જમીન માર્ગે આવતા રહેલા ઇરાનીઓને ધ્યાનમાં લેતાં સાસાની જમાનાના અંતે દરિયા રસ્તે આવેલા પારસીઓની સંખ્યા તો નાનીજ કહેવાય. હિંદમાંની ધાર્મિક અને રાજદ્વારી ચળવળોને લીધે આ આગલી બહોળી પારસી વસ્તી ઘણે ભાગે નાશ પામી યા બીજી પ્રજાઓમાં ભળી ગએલી હોવી જોઇએ.

એક બીનામાં અમને કશોબી સંદેહ નથી, કે આપણો ધર્મગુરૂ વર્ગ ધર્મ સેવક અને ધર્મ માટે લાગણી ધરાવતો હોવા છતાં પોતાના યજમાનોનાં જીગરોને પોતાના અશો ધર્મ તરફ ખેંચેલા રાખવામાં તે નિષ્ફળ ગએલો હોવો જોઇએ; નહિ તો હિંદમાંની તેમજ ઇરાન અને બીજા પ્રદેશોમાંની તમામ જરથોશ્તી વસ્તી પરધર્મોને વશ થઇ ગઇ નજ હતે. ઇસ્લામનાં ગમે એવાં દબાણ છતાં હિંદુ ધર્મ સચવાઇ રહ્યો તેનું મૂળ કારણ એજ છે, કે હિંદુ ધર્મગુરૂ વર્ગે સામાન્ય પ્રજાનાં જીગરમાં પોતાના ધર્મ માટેની લાગણી સચેત રાખી હતી.

હવે આપના પત્રની મુખ્ય બીનાના સંબંધમાં જાણવાનું એ છે, કે સાસાની જમાનાના અંતે જે પારસીઓ હિંદમાં આવી વસ્યા હતા તે તેઓ હતા કે જેઓ પોતાના અશો ધર્મના અને પોતાની જાતની જાળવણી માટે પહેલાં ઇરાનના પૂર્વના પહાડી પ્રદેશમાં જઇ વસ્યા હતા, અને તેઓએ ત્યાં પણ તે સલામત જોયું નહિ, ત્યારે તેઓ ઇરાનના હેઠલા પ્રદેશનાં બંદરમાં આવી રહ્યા, અને ત્યાંથી કોઇ પરદેશમાં જઇ વસવાનો નિશ્ચય કીધો, અને હિંદનો પશ્ચિમ કિનારો એવો સલામત જાણી ત્યાં તેઓ આયંદે નિકળી આવ્યા.

એમ હિંદમાં આયંદે ચાલી આવનાર ટોળો એક અખંડ પ્રજા હતી, તેમના સાથે તેમનાં સર્વ સ્ત્રી–બચ્ચાંઓને પોતાનો સૌથી કિમતી અવેજ ગણી તેમને તેઓ પોતા સાથેજ કાળજીથી લઇ આવ્યા હતા. એથી ઉલટું બની શકે એમ હતુંજ નહિ. સ્ત્રી જાતિ તરફ હલકો વિચાર ધરાવનાર અને દુશ્મનોનાં સ્ત્રી–બચ્ચાંઓની સતામણી કરવા માટે જાણીતા થએલા આરબોની દયા ઉપર પોતાના સ્ત્રી–બચ્ચાંઓને છોડી આવે એવા પારસી કે ઇરાનીઓ નજ હતા.

વળી જો એ પારસીઓમાં સ્ત્રીઓ ઘણી ઓછી સંખ્યામાં હોત, તો જ્યારે એ પારસીઓએ જાદીરાણા સાથે પોતાના તેમના પ્રદેશમાંના વસવાટ સંબંધી સંધી

કરી, ત્યારે તેમાં સ્ત્રી વગરના પારસીઓએ સ્ત્રીઓ કેમ અને કોણુ પ્રજામાંથી મેળવવી તે સંબંધીની કાંઇ વાસ્તવિક ચળવળ થઇજ હતે; પણુ તેવો કશો ઇશારો પણુ એ સંધીમાં નથી તેમજ બીજાં કોઇ સાધનમાં જણાવેલો નથી.

એથી આપના પ્રશ્નોના ઉત્તરો નીચે પ્રમાણે છે:—

(૧) હા.

(૨) સંખ્યા વિષે કશું ખાતરીપૂર્વક કહી શકાય એમ નથી.

(૩) ઉપર કહ્યું તેમ તેઓ નાનાં મોટાંનાં કુટુંબોજ હતાં.

(૪) કોઇપણુ પારસી કોઇ પરજાતની સ્ત્રી સાથે લગ્ન કરી શકયો હોય એવું આપણે કેઠે વાંચ્યું, જાણ્યું કે સાંભળ્યું નથી.

(૫) થોડાક રાજયવંશીઓ વગેરે રાજદ્વારી કારણોએ ઉચ પરજાતની કન્યા પરણુતા હતા, પણુ સામાન્ય પ્રજામાં એવી કશી છૂટ હતી નાહ.

વળી વધુ ઉંડા જતાં વિના સંકોચે કહી શકાય કે હિંદુ પ્રજાની ઉચ જાતિઓનાં બંધારણુ પ્રમાણે તેઓની સ્ત્રીઓને પોતાનીજ બીજી હિંદુ ન્યાતોમાં પણુ પરણુવાની છૂટ ન હતી, તો પરજાતમાં તો તેઓ પરણી નજ શકી હોય, અને કોઇ નીચ જાતની સ્ત્રીને કોઇ પારસી પરણુવાનું મન કરે કે તેને તેવી છૂટ મળી હોય એ સંભવિત નથી, જો કે કોઇક જુજ જ અપવાદો ગેર—સંબંધમાં આવ્યાં હોય કે જેમ સર્વ કોમોમાં બનતું રહ્યું છે. એટલું છતાં પણુ સાસાની જમાનાના પારસીઓ અને તે પછી હિંદમાં આવી વસેલા પારસીઓ એકત્ર કુટુંબમાં વસનાર પ્રજા હોવાથી કોઇપણુ પારસીએ એવી કોઇ સ્ત્રીને પોતાની જાતમાં દાખલ કરવાની હિંમત કરી નજ હોઇ શકે.

(૬) ઉપલાં કારણોએ કોઇ કાળી પ્રજાની સ્ત્રી સાથના કોઇ પારસીનાં સંબંધથી અવતરેલાં બચ્ચાંઓ આગલા કોમી બંધારણુના ઐયામમાં કોમમાં દાખલ થઇ શકયા નજ હોય. પણુ તે બંધારણુ નિકળી ગયા પછી કોઇ છુપાછુપ એમ ભળી ગયાં હોય, જો કે તેમની સંખ્યા નહિ જેવીજ હોય.

એ છતાં એ જમાનાના પારસીઓનો મોટો ભાગ ખેતીવાડી કરતો હોવાથી તેમનામાંના કોઇ લાંબો વખત તડકામાં મહેનત કરવાથી થોડાક સામળા થયા હોય એ પણુ બનવાજોગ છે. જ્યારે હિંદની રૂતુ સ્થિતિનાં કારણે તેઓ સામાન્ય રીતે આગળ હતા તેવા ગોરા રહ્યા નથી; જો કે હાલનાં સુધરેલાં જીવનથી આપણી પ્રજામાં ગોરૂં તત્વ ઝડપે વધતું જાય છે.

(૭) હિંદની બહોળી પ્રજાઓમાં કોઇપણુ શુદ્ધ આર્યોની પ્રજા જણુાતી નથી, તોપણુ ઉત્તર—પશ્ચિમની પ્રજાઓમાં આર્ય તત્વ અચ્છું સચવાયલું છે.

જો તમામ દુનિયામાં શુદ્ધ આર્યો હોય, તો પારસીઓ અને અથોરનાન ટોળામાંજ તેઓ હોઇ શકે, અને થોડાક યુરોપની ઉત્તર-પશ્ચિમની પ્રજાઓમાંજ હોઇ શકે.

હિંદુનો અર્થ ફારસી ભાષામાં "કાળો" થાય છે, જે દર્શાવે છે કે પારસીઓ હિંદુઓનાં સંબંધમાં આવ્યા, ત્યારે તેઓને કાળી પ્રજાજ તે જણાઇ હતી, અને એ અનાર્યોમાં આર્યો ઘણે ભાગે ભળી ગયા હતા.

લી૦ સેવક,

સોહરાબ જમશેદજી બલસારા.

---

## ચુનંદા ધર્મઅભ્યાસી અને અવસ્તા, પેહલવી, પાજંદ, ફારસી, સંસ્કૃત ઇત્યાદિ સાહિત્યમાં પ્રવિણ સ્કૉલર શેઠ બેહરામગોર તેહમુરસ અંકલેસરીઆ, એમ. એ. નો વિદ્વતાભર્યો મત.

---

અંકલેશ્વર તા. ૫-૬-૪૯.

મહેરબાન સાહેબો,

તમોએ પુછેલા સવાલોના નીચલા જવાબો છે:—

પારસીઓ ઇરાનથી આવ્યા, ત્યારે ૮૦૦ પુરૂષો અને ૪૦૦ સ્ત્રીઓ આવ્યાં હતાં?

ઇ. સ. પૂર્વે ૫૧૨ માં જરથોસ્તી શહેનશાહ દારાયસ હીસ્તાસ્પિસએ હિંદુસ્તાન જીત્યું ત્યારથી પારસીઓના વડવાઓનો હિંદુસ્તાનમાં વસવાટ છે. સંસ્કૃત પુસ્તકોના અભ્યાસ ઉપરથી દીસે છે, કે 'પાદૃષિઓ' યાને પારસીઓ હિંદુસ્તાનમાં-ખાસ કરી ઉત્તર હિંદુસ્તાનમાં આજથી ૨૦૦૦ વર્ષ આગમચ મોટા ઓદ્ધાઓ ઉપર હતા. પારસીઓનાં ઇરાન ઉપરના રાજ્ય અમલ દરમિયાન પારસીઓ હિંદુસ્તાન સાથે જુદે જુદે રસ્તે વેપાર કરતા હતા. ભૃગુકચ્છ (=ભરૂચ) નો ઇરાન સાથનો વેપાર જાણીતો છે. સાસાની શહેનશાહ બેહરામ-ઇ-ગુર્ હિંદુસ્તાનમાં બજુર્ચનું નામ ધારણ કરી આવ્યો હતો અને કનોજના હિંદુ મહારાજાની છોકરી સપીનુદને જરથોસ્તી દીનમાં લઇ તેણી સાથે લગ્ન કીધેલાં તે વાત ફિર્દોસીનાં શાહનામામાં મોજુદ છે. એના વંશવેલા હિંદુસ્તાનના ગધેસીંગ રજપુતો છે. જરથોસ્તીઓનું રાજ્ય ઇરાનમાં ઇસ્વી સને ૬૫૨ માં ખતમ થયું. ઇરાનના ઉંચ કુળના જરથોસ્તીઓ પોતાની દીન અને સ્વચ્છ લોહી જાળવવાને અર્થે ઇરાનથી નિકળી જુદે જુદે રસ્તે હિંદુસ્તાન આવ્યા. એક ભાગ ખુશ્કીને માર્ગે નિકળી લાંબો વખત અફઘાનિસ્તાનમાં રહ્યો અને ત્યાંનાં લોકનાં ઝનુનને લીધે પોતાની બરહક દીનુ

સોંચવની મુશ્કેલ હોવાથી તે હિંદુસ્તાન નિકળી આવ્યો. એક ભાગ દરિયાને માર્ગે દીવ બંદરે જઇ ત્યાંથી સંજાન આવ્યો. એ ટોળો ચુસ્ત જરથોશ્તીઓનો હતો. એ ટોળાએ ઇરાનશાહ આતશબહેરામ સ્થાપ્યાં હતાં. સુમારે ઇ. સ. ૮૫૫ માં એ ટોળાના આગેવાને પોતાની બરહક દીનની સમજણ આપવા માટે સંસ્કૃત ભાષામાં ૧૫) શ્લોક રચ્યા હતા. એ શ્લોક વાંચનારાઓ જાણી શકે, કે એ દરિયાને માર્ગે આવનાર ટોળો, જે સૌથી ઉંચ, ગોરા, ધીરા, શૂરા, વીરા પારસીઓનો બનેલો, જે ટોળાંની બાનુઓ પોતાનાં દીની ફરમાનો ઉસ્તવારીથી પાળતાં, તે ટોળાના નરોએ કદીપણુ ઉતરતી કોમની સ્ત્રીઓ સાથે જીંદગી ગુજારી એક વર્ણશંકર પ્રજા પેદા કીધી હોય, એ બનવાજોગ નથી. એના ટેકામાં દંતકથામાંથી એક પણુ શબ્દ શાહદત તરીકે રજુ કરાય તેમ નથી. અરબી પુસ્તકોમાં આપણા પારસીઓ માટે જે ઇશારા છે તેમાં કંઇ પણુ એવી વજુદ વગરની વાત મળતી નથી.

સવાલ ૧)—જે જરથોસ્તી નરનારીઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યાં, તેઓ બધાં ધર્મની સાચી ધગશ અને નીતિના ઉંચા ધોરણને લઇનેજ આવ્યાં હતાં કે?

જવાબ ૧)—જો ઉપર કહેલા શ્લોક ૧૫) વાંચશો તો ખાતરીપૂર્વક સમજ પડશે, કે પોતાની બરહક દીન તેની અસલીયાતમાં પાળવા માટે આપણા નીઆગાંનો હિંદુસ્તાન આવ્યા હતા. જો દીન તજી, નીતિ તજી જીંદગી ગુજારવાનો ખ્યાલ ધરાવ્યો હતે, તો પોતાનું વહાલું વતન, પોતાની માલમિલ્કત, પોતાનું સુવરેવ તરછોડી આપણા નીઆગાંનો હિંદુસ્તાન આવ્યા હતે નહિ. સાસાની રાજ્ય અમલ દરમિયાન હિંદુસ્તાનના રાજાઓ ઇરાની શહેનશાહને ચોથાઇ આપતા હતા, અને હિંદુસ્તાન સાથ પારસી કોમને તે વેળાએ સુમારે ૧૨૦૦) વર્ષનો જુનો સંબંધ હતો. એ અને બીજા સબબોસર આપણા ઉંચ કુળના, ઉંચ નીતિરીતિના નીઆગાંનોએ હિંદુસ્તાન તરફ નજર કરી પોતાના ધર્મગુરૂઓ સાથે અત્રે આવ્યા.

એમ કહેવામાં આવે છે, કે તેઓમાંની એક અમુક સંખ્યાએ પરકોમની હિંદુ સ્ત્રીઓ સાથે લગ્ન કીધાં, અને તે લગ્નોને પરિણામે એક મિશ્રિત પારસી પ્રજા પેદા થઇ હતી; એવી કોઇપણ દંતકથા નથી; એવું કોઇપણ લખાણ નથી; એ વિચારની સાબેતી માટે કોઇપણ દલીલ નથી.

સવાલ ૨)— નરનારીઓની સંખ્યા ૧૧૦૦) નીજ હતી કે કેમ? અને તે પણ ૮૦૦) નરો અને ૩૦૦) નારીઓ?

જવાબ ૨)—સંખ્યા વિષે કોઇપણ લખાણ, દંતકથા કે સાબેતી નથી.

સવાલ ૩)—એ બધાં નરનારીઓ આવ્યાં તે પરણવા લાયકનીજ ઉંમરનાં હતાં કે? તેઓમાં કોઇ બાળ, વૃદ્ધ હતાં કે?

જવાબ ૩)—કાંઇપણુ એ બાબતમાં શાહદત નથી.

સવાલ ૪)—જો સંખ્યાની ગણુત્રી સાચી હોય, તો બાકીના ૫૦૦) નરોએ કેવળ બીલડીઓ સાથેજ લગ્ન કર્યાં હતાં કે?

જવાબ ૪)—સંખ્યાની ગણુત્રી ખોટી છે (જુઓ જવાબ ૨જો.) બીલડીઓ સાથે કદી લગ્ન કીધાં હતાં નહિ.

સવાલ ૫)—પારસીઓ ઇરાનથી આવ્યા તે પૂર્વે જુદ્દીન લગ્ન કરવાનો રિવાજ હતો કે કેમ? અને જો તે રિવાજ હોય, તો તે સર્વમાન્ય હતો કે કેમ? અને ઇરાનથી પારસીઓ અત્રે આવ્યા પછી જો જુદ્દીન લગ્નો કર્યાં હોય તો તે ઉપલા રિવાજનેજ અનુસરીને હશે કે?

જવાબ ૫)—પારસીઓ ઇરાનથી સુમારે ૨૪૫૦) વર્ષ આગમચ હિંદુસ્તાન આવ્યા હતા. તે પુર્વે કે તે પછી જુદ્દીન લગન કરવાનો રિવાજ હતો નહિ. છુટાછવાયા શહેનશાહોએ યાહુદી ધર્મની કે ખ્રિસ્તી ધર્મની શાહજાદીઓને જરથોસ્તી દીનમાં લઇ તેઓની સાથે લગ્ન કીધાં હતાં. હખામની શહેનશાહ અહસ્વરસે યાહુદી મોર્દકીની ભત્રીજી ઇસ્થર સાથે લગ્ન કીધાં હતાં. સાસાન શહેનશાહો ખુસરૂ કોબાદ (નોશેરવાન) અને ખુસરૂ પર્વીઝે રોમના શાહોની દીકરીઓને જરથોસ્તી દીનમાં લઇ લગ્ન કીધાં હતાં. ઉપર જણાવ્યા મુજબ સાસાની શહેનશાહ બેહરામ-ઇ-ગુરૂએ હિંદુસ્તાનના કનોજના રાજાની દીકરી સપીનુદને જરથોસ્તી દીનમાં લઈ તેણી સાથે લગન કીધાં હતાં. કોઇ છુટાછવાયા શહેનશાહોના દાખલા મળે, તો તે ઉપરથી એમ કહેવાય નહિ, કે ઇરાનમાં વસ્તા પારસીઓ હિંદુસ્તાન આવ્યા તે આગમચ તેઓમાં જુદ્દાનો સાથે લગ્ન કરવાનો રિવાજ હતો. રિવાજ હતોજ નહિ, તો તે જુદ્દીન લગ્ન સર્વમાન્ય હતાં કે કેમ તેની તકરારમાં ઉતરવાની જરૂર નથી. ઇરાનમાં જુદ્દીન લગ્નનો રિવાજ હતોજ નહિ, તો તે રિવાજ હિંદુસ્તાનમાં દાખલ કીધો એમ કહેવાય નહિ. આ વાત તવારીખ સિદ્ધ જાણીતી છે, કે જરથોસ્તીઓ પોતાનાં ખેશીઓમાંજ લગ્નના કોલથી બંધાતા, કુટુંબની બહારનાં સ્ત્રી પરૂષો સાથે લગ્ન કરવાનો રિવાજ જરથોસ્તી કોમમાં હતો નહિ. જે કોમનાં લોકો પોતાનાં કુટુંબની બહારનાં કોઇ સ્ત્રી પુરૂષ સાથે લગ્નના કોલથી જોડાય નહિ, તેઓ જુદ્દીન સ્ત્રી પુરૂષો સાથે લગ્ન કરતા હતા એમ સવાલ પુછવો ગેરવાજબી છે.

સવાલ ૬)—Race એટલે શું? ગોરી પ્રજાના પુરૂષો કાળી પ્રજાની સ્ત્રીઓ સાથે લગ્ન કરે, તો તેઓની પ્રજા કાળી અથવા શ્યામ રંગની થાય કે? ગોરી અને કાળી ચામડીને race mixture સાથે શું સંબંધ છે?

જવાબ ૬)—આ સૃષ્ટિમાં પ્રથમ એક પુરૂષ અને એક સ્ત્રીનાં જન્મેલાં જોડકાંઓમાંથી ૧૫) સરેષ (=૧૫૦૦=પ્રજા) પેદા થઇ. એ ૧૫) પ્રજાઓ દુનિયાના સાત કેશ્વરોમાં ફરી વળી અકેકથી જુદી જીંદગી ગુજારવા લાગી. જ્યારે પણ એક પ્રજાના પુરૂષે બીજી પ્રજાની સ્ત્રી સાથે પ્રેમથી ખેંચાઇ લગ્નને ગાંઠ બાંધવાનો કસદ કીધો, ત્યારે મોટી ખુનરેજીભરી લડાઇઓ થઇ હતી. એક પ્રજામાંજ ગૌર વર્ણ અને શ્યામ વર્ણના પુરૂષ સ્ત્રીઓ પેદા થાય છે.

ચામડીના રંગને આબોહવા સાથે ખાસ સંબંધ છે. એક માતા અને એક પિતાનાં જન્મેલાં ફરજંદો એકજ રંગનાં હોતાં નથી. ઠંડીના મુલકમાં કે ગરમીના મુલકમાં જયાં પણ જાઓ ત્યાં ગોરવર્ણી અને શ્યામવર્ણી નજરે પડે છે. પણ એકજ ગામમાં વસ્તા ઘરમાં બેસી રહેતાં સ્ત્રી પુરૂષો અને ખેતરમાં તડકામાં વસ્તાઓના રંગરૂપમાં ફરક પડતો જાય છે. ખુદ ભીલો અને ભીલડીઓ જેઓ તરફ તિરસ્કારથી જોવામાં આવે છે, જે તિરસ્કાર એક મહાપાપી વિચાર છે, તેઓના ઉઘાડા ભાગો અને ઢંકાયલા ભાગોની ચામડીનો રંગ જુદો થઇ જાય છે.

ભીલો ઉપરાંતની બીજી કોઇપણ કહેવાતી ઉચ્ચ કોમના દાખલા લેવ. યુરોપ્યન સ્ત્રી પુરૂષોના શરીરના ખુલ્લા રહેતા ભાગોની ચામડી કાળી પડતી જાય છે, જ્યારે તેઓનાં કપડાંમાં ઢંકાયલા ભાગોનો રંગ ઘણોજ સફેદ રહે છે. જો સફેદ રંગ ધરાવતી કોમો કાળી હબસી રંગની કોમોના લોકો સાથે રહી બાળકોને જન્મ આપે, તો તે બાળકોની ચામડી ઉપર બે જુદા રંગો નજરે આવશે. એક શ્યામવર્ણનો યુરોપ્યન, એક ગૌરવર્ણની યુરોપ્યન સાથે લગ્ન કરે, તો તે જોડાંના ફરજંદોની ચામડીનો રંગ સફેદ અને કાળા બે રંગની વચ્ચેનો થાય.

અસલ એક જોડાંમાંથી પેદા થએલી ૧૫) પ્રજાના સ્ત્રી પુરૂષો આપસઆપસમાં લગ્ન કરે, તો તેથી આર્થિક, સમાજીક અને રાજ્યદ્વારી સવાલો ઉભા થાય.

સવાલ ૭)—આજથી ૧૩૦૦) વર્ષ પૂર્વે હિંદમાં વસ્તી કોમોમાં શુદ્ધ આર્યો તરીકે કયી કોમો જળવાઇ રહી શકી હતી? હાલમાં આર્યો અને અનાર્યો કોણને કહી શકાય?

જવાબ ૭)—આપણા ન્યાગાંનોએ હિંદુસ્તાનમાં સુમારે ૨૪૫૦) વર્ષ થયાં વસવાટ કીધો છે. આજનું હિંદુસ્તાન તે અરસામાં હિદુસ્તાન હતું કે? તે જમાનામાં 'પંજાબ' સપ્ત સિંધુનો પ્રદેશ ગણાતો, અને હાલનું દક્ષિણ હિંદુસ્તાન 'દ્રાવિદ' અને 'આદિ દ્રાવિદ' કોમોથી વસાયું હતું.

જો ૧૩૦૦) વર્ષ આગમચનો ઇતિહાસ જાણવાની કોશેશ કરશો, તો હિંદુસ્તાનમાં જઇનોનો મોટો વસ્વાટ હતે અને જઇનો અને વેદ ધર્મ પાળનારા

હિંદુસ્તાનમાં કોઇ જગ્યાએ સાથે તો કોઇ જગ્યાએ જુદા જુદા પોતાનું સ્થાન કરી રહેતા હતા. હાલમાં સાથે સાથે વસ્તી હિંદુ કોમો અનાર્ય પ્રજાથી ઉતરી આવેલા નથી.

તમો અંકુલેશ્વરમાં વસ્તા ભાઇઓને તેમજ તમામ પારસી આલમને મારી વિનંતી છે, કે આપણે જરથોસ્તી કુલ સૃષ્ટિમાં માત્ર એક લાખની સંખ્યામાં છીએ. જો દુન્યાની વસ્તી સાથે આપણું પ્રમાણ લઇએ, તો માણસજાતમાં ૯૯,૯૯૯ માણસે સૃષ્ટિમાં એક જરથોસ્તી હૈયાતી ભોગવે છે. હિંદુસ્તાનમાં ૩૫૦૦ માણસે ભાગ્યે એક જરથોસ્તી હૈયાતી ભોગવતો હોય. જેમ દુન્યામાં જરથોસ્તી કોમને અને જરથોસ્તી દીનને વગોવનારા અનેક છે, તેમ જરથોસ્તી કોમ અને જરથોસ્તી દીન તરફ ઘણું માન ધરાવનારા અનેક છે. જો અન્ય કોમના પુરૂષો કે સ્ત્રીઓ જરથોસ્તી કોમને માટે કે તેમની દીનને માટે હલકું બોલે, તો આપણ જરથોસ્તીઓની ફરજ છે, કે આપણે સ્વમાનને ખાતર ખરી વિગતો બહાર પાડવી, પણ 'અએષેમ' દેવને તાબે થઇને ગુસ્સો ખોઇ પરકોમના ધર્મો તરફ, પરકોમનાં નીતિવાન સ્ત્રી પુરૂષો તરફ એકપણ આડો શબ્દ બોલવો નહિ.

દરેક જરથોસ્તી સ્ત્રી પુરૂષે આ દુન્યામાં જ્ઞાની થઇ, ઉંચ નીતિવાન જીંદગી ગુજારી, પોતા પાછળ પોતાની કોમને નિભાવનારી એક ઉમદા ઓલાદ હસ્તીમાં લાવવી, અને નિરંતર આપણ અશો પેગમ્બર જરથુશ્ત્રના ફ્રોહરની મદદથી દરેક શુભ કામોનો પાયો નાંખી, નિરંતર અહુરમજદના માંથ્રના કલામોનો આપણી અને અન્ય કોમોમાં ફેલાવો કરવો.

લા. સેવક,

બહેરામગોર તેહમુરસ અંકલેસરીઆ.

---

## સુરતની પારસી ઑરફ્નેજના કાબેલ પ્રિન્સીપાલ, જાણિતા ધર્મ અભ્યાસી એર્વદ ખુરશેદ શા. દાબુ, એમ. એ.નો મત.

---

ગોલવડ, તા. ૧૯-૫-૩૯

માનવંત સાહેબો,

શરૂઆતમાંજ કબુલી દઇશ, કે મારો ધાર્મિક અભ્યાસ ફિલસુફી ધર્મનીતિ અને ધર્મક્રિયાઓનો વધુ છે ને ઇતિહાસની બાબદ મારો ખાસ વિષય નથી; તેમાં હિંદુસ્તાન આવ્યા પછીનો પારસી ઇતિહાસ હું બહુજ ઓછો જાણું છું.

શેઠ હોડીવાલાને મેં નજરે જોયા નથી, પણ તેવણના બહોળા અભ્યાસ

વિષે મને માન છે. તેવણે એ બાબે ઘણી ચોપડીઓબી લખી છે. તેવણ સાહેબનેજ એ બાબે લખશો, તો આખી બાબતમાં શેઠ હોડીવાલા પોતેજ ખુલાસો આપશે, અને તે ઉપરથી પછી મજકુર હેડ માસ્તર સાહેબ પોતાની કોઇ ગેરસમજુતી હશે તો જોઇ શકશે. આ ઉત્તમ ઉપાય છે, કારણ શેઠ હોડીવાલાનું નામ અંદર નાહેક સંડોવવામાં આવ્યું છે, જેવણ મારી જાણ મુજબ એક મોડરેટ, સાદા, શુદ્ધા અભ્યાસી છે. તેવણ તવારીખના ખાસ સ્પેસ્યાલીસ્ટ છે, ને શેઠ કરકરીઆ અને ડૉ૦ મોદીના મરણ બાદ એક પુરા authority જેવા છે એમ કબુલવું જોઇશે.

હવે એક સ્વિકારાયલી બીના છે, કે પારસીઓ એક સામટા પ્રથમ દીવ થઇ સંજાન આવ્યા એ વાત ખોટી છે. બહુ જુના કાળથી આપણે જમીન માર્ગે (હેરાત—કાબુલ—સીસ્તાન—ચમનને રસ્તે) તથા પાણીને માર્ગે વેપાર માટે ચાલુ આવતા, અને અહિં ગોઠવાઇને રહેલાં પારસી કુટુંબો આરબ જીતની બહુ અગાઉનાં છે. ખુદ રાવલપીંડી અને ટેક્ષીલા તરફ આપણી દરેમહેરો મળે છે, અને મદ્રાસના ત્રાવણકોરનાં કેટલાંક ખ્રિસ્તી મંદિરો અસલ આપણી દરેમહેરો છે, જેમાં પહેલવી લેખો કોતરેલા છે. સંજાન આવેલો કાફલો એક વિભાગ બતાવે છે. તેની અગાઉ તેમજ પછી રફતે રફતે (જેમ આજેબી ઇરાનીઓ ચાલુ આવે છે તેમ) ઘણા જથા આવેલા. ઉપલી બાબતપર હવે બહુ અજવાળું પડી ચુકયું છે, તેથી કેટલા અહિં આવેલા તે કહેવાનું બેવકુફીભર્યું છે. અફગાનીસ્તાનની બોર્ડર પર આખાં જરથોસ્તી કુટુંબો વસ્તાં હતાં. ખુદ સિકંદર એ રસ્તે આવેલો, તે વખતેબી ઘણા ઇરાનીઓ અહિં રહેલા. સાસાનીઅન વખતમાંબી ચાલુ જરથોસ્તીઓ મસ્કત—હોરમજ વગેરે બંદરોથી વહાણમાં આવજાવ કરતા હતા (આજે આરબ આવે છે તેમ).

સ૦ ૧)—બેશક નહિં તો ઘરબાર માલમિલ્કત છોડી દરિયા દોહલી કોઇ પરદેશ જાય નહિં; તેઓને ધર્મ બદલવો એ બહુ મોટો ગુનાહ લાગ્યો, તેથી સર્વસ્વ ખોહવું પસંદ કીધું છે, જે ઉંચા જરથોસ્તી ધર્મના આદર્શ મુજબ હતું.

સ૦ ૨)—મેં ઉપર જવાબ વાળ્યો છે. "કિસ્સે—સંજાણ" જેવી ખ્યાલી કવિતાઓ બાજુ મુકતાંબી જ્યારે આ દેશમાં જુદા જુદા કાફલા ઘણા આવ્યા છે: ત્યારે સંખ્યા માટે નહિં કહી શકાય. પણ ધારો કે ૮૦૦, ૩૦૦ નું પ્રમાણ હોય તોબી શું ! આજે યુરોપની પ્રજામાં ઘણા દેશમાં લડાઇ પછી ૨: ૧ નું પ્રમાણ છે. આવનાર પુરૂષો બુઝોર્ગ હોય, તેઓ સહેલાઇથી અપરણીત જીંદગીના હશે.

સ૦ ૩)—કોઇપણ સ્ત્રી—બાળક છોડીને આવે નહિં; તેમ આવનારામાં બુઝોર્ગનું પ્રમાણ ખુબ મોટું હોવુંજ જોઇએ. જેઓમાં ધર્મની ચીવટાઇ વધુ મુસ્તકીમ હોય. પણ થોડાજ વખત પછી ગુજરાતની લડાઇઓમાં તેઓ ભાગ

લેતા જણાય છે; એટલે જુવાનો પણ પુરતા હોવાજ જોઇએ. મારી કલ્પના એમ છે, કે whole families એકએક વહાણમાં નિકળી પડેલાં, કારણ કોહેસ્તાનમાં આસરે ૧૨૦૦ વર્ષ પર કબીસો કીધેલો તે વખતે એજ ફેમીલીઓએ ઉત્સવ ઉજવેલો-તે પછી કિનારો છોડેલો.

સ૦ ૪)—તે વખતની ગુર્જર પ્રજા ઉજલ્યાત નહિ હતી એટલુંજ કહી શકાય. કદાચ તમોને જાણીને નવાઇ લાગે પણ ખરા ગુજરાતી તો એ ભીલ અને આપણે છીએ. બીજા સંસ્કારી કુટુંબો કાશી-અયોધ્યા ઇત્યાદિથી ઘણા તો ૫૦૦--૬૦૦ વર્ષપર અહિં આવેલાં છે. તે રીતે લેતાં જે ગુજરાતી ભાષા આપણે ૧૦૦૦ વર્ષ પર લખતા તે તે વખતની ગુર્જર ભાષા છે. આ વાત અમદાવાદી સાક્ષરોને કબુલવી પડે છે; એટલે તે વખતની સંજાનની વસ્તીમાં મોટો ભાગ અનાર્યન હશે, તેમની સાથે લગ્ન કીધેલાં એ વાત કબુલવા હું તૈયાર નથી, તેમ તે કીધાં હતાં એવું પુરવાર કરવાનું કામ સામી પક્ષનું છે. એમ તો નીઝામ હૈદ્રાબાદનાં અનેક મુસ્લીમો સાથે પારસી લગ્નો થયલાં છે-નોકર વર્ગ સાથના ગેરસંબંધ સિવાય ખરાં લગ્ન થયાં હોય એ માની શકાતું નથી, કારણ નઇર્યોસંઘ દસ્તુરના લેખોમાં તે બાબે સખત અણગમો જાહેર થએલો છે, ને તે વખતના મોબેદો તે વખતે તેવાં લગ્નને કદી પણ ઉત્તેજન આપે એ બનવાજોગ નથી.

સ૦ ૫)—જે રિવાજ નોંધાયા છે તે Non-Zoroastrian રાજાઓમાં વધુ છે, જેઓ કેઆની વંશ પછી ઇરાનની ગાદીપર આવેલા, તેમાંના કેટલાક મુરડાં દાટતા, અનેક બૈરીઓ કરતા, મૂર્તિપુજક હતા (બાબિલોન્યન, એકેમેન્યન-અરકાન્યન ઇત્યાદિ); પણ ખુદ સાસાન્યન પારસી જરથોશ્તી રાજામાંબી શાહનામા પ્રમાણે કીસ્સો નોંધાયલો જેમાં ખ્રિસ્ટી ઓરત મેરી સાથ ખુશરૂ-પવીઝ રાજાના લગ્ન નોંધ્યાં છે. (જો કે તેનો અંજામ બુરો આવેલો તેબી નોંધાયું છે.) પણ રજવાડાની બદીઓ આમવર્ગમાં નથી હોતી. તે પ્રમાણે લોહીની સ્વચ્છતા સાચવવાનો આર્યન નિયમ મોટે ભાગે તો જળવાયો છે, અને હિંદુસ્તાન આવ્યા પછીબી જો કે દેશી રાજાઓના (પેશ્વાઇ રજપુત ઇત્યાદિ) વખતમાં કશો બાધ નહિં હતો છતાં એક બૈરી પરણવાનો કાયદો આપણે રાજીખુશીથી ઘડીને સરકારમાં કબુલાવ્યો છે. ટુંકમાં એક Tradition તરીકે આપણે હંમેશ લોહીની ભેળની વિરૂદ્ધ રહ્યા છીએ, તેમજ અનેક બૈરીના રિવાજનીબી વિરૂદ્ધજ રહ્યા છીએ એ જોઇ શકાશે.

જો કદાપિ જાતિય આકર્ષણનાં પરિણામોનો સવાલ ઉઠાવવામાં આવે તો પણ કહી શકાય કે આ સવાલ મુખ્ય બાબતથી વેગળો જાય છે, બલકે તે એક એવાં "વેરાન જંગલ"માં ઉતારે, જેમાંથી નિકળી શકાય નહિ. સામાન્ય

રીતે તો કહેવાતાં Sexual attractions માં માત્ર પશુત્વ હોય છે. આપણે અહિં આવેલા બધા ફરેસ્તાઇ ખસલતના હતા એમ તો નહિં કહેવાય. પણ જેણે ધર્મ ખાતર દેશ અને સર્વસ્વ તજ્યું, તે પારકાં ધર્મની સ્ત્રીને ઘરમાં લાવી પોતાનાં ફરજંદની માતા બનવા પસંદ કરે, એ Common sense ની વિરૂદ્ધ વાત તો છેજ. તેઓ ઇરાનજ રહ્યા હોત તો વટલેલી ઇરાની બાઇઓ પુષ્કળ મળતે, કદાચ તેઓને અહિં લાવી શકતે ને કમીમાં કમી લોહીની જાળવણી કરતે. જેઓએ તેમ નહિં કીધું તેઓ લોહી અને ધર્મ બન્ને ડુબાડવા એકાએક તૈયાર થાય એ સાદી અક્કલથી વિરૂદ્ધ વાત છે. અપવાદ હશે! સ્વચ્છંદી એકલદોકલ કેસ બન્યા હશે, અને તેમાંબી illicit intercourse હોય એ વધુ બનવા જોગ છે, કારણ તે વખતના મોબેદી નિયમો બહુજ સખત હતા. કાયદેસર લગ્ન કરે એમ ન હતું. વળી તે વખતે ઉંચ ગોરી કોમ થોડાક રજપુત સિવાય કોઇ ન હતી: ને તે રજપુતો તો બૈરીને પરાયાને આપવા કરતાં બાળી મૂકવાનું પસંદ કરતા એમ છેક અકબરના વખતમાંબી નોંધાયું છે. ઉંચ ગોરી પ્રજા કેશ્મીર, પંજાબ, યુ. પી. (U. P.) ઇત્યાદિમાંથી ધીરે ધીરે નીચે ઉતરતી ઉતરતી ગુજરાતમાં આસરે ૬૦૦/૭૦૦ વર્ષ પરજ જાડુક વસેલી છે.

સ૦ ૬)—આ સવાલ Ethnology નો છે. એનું મિક્ષ્ચર એઉનો પ્રકાર લે. ઝાડપાન તેમજ જાનવરમાં જયાં Cross કરવામાં આવે છે ત્યાં તમે તે જોઇ શકો છો. ભીલડી પ્રજા અનાર્યન (Mongolian type) છે. આપણે આર્યન છીએ. રંગનો સવાલ સાધારણ રીતે અનાર્યનમાં લાલ + કાળો છે; પણ તેમની આંખનાં ભવાં, ગાલનાં હાડકાં કેટલાં બહાર આવે છે તે ઇત્યાદિ ઇત્યાદિ ઉપરથી સહેજે કહી શકાય કે મિક્ષ્ચર છે કે. બચ્ચાંનો રંગ એઉનું મિક્ષ્ચર થતો થતો ભેળસેલ બને પણ પ્રથમ બાળક બાપનો રંગ ખોહી દે.

સ૦ ૭)—આર્યનો સિંધુની ઉત્તરથી દાખલ થયા. તેઓ સદીઓ સુધી કેશ્મીરની આસપાસની ખીણમાં રહ્યા; પછી પંજાબમાં ઉતર્યા (જ્યાં ગોરો રંગ વધુ આજેબી છે). ધીરે ધીરે તેઓએ અનાર્યનને હાંકીને નીચે મદ્રાસ તરફ જ્યાં નાયર લોક આજેબી છે ત્યાં કાઢ્યા, યા તો ઢેડ ભંગી બનાવી ગુલામીમાં નાખ્યા. પછી રજપુતાના; પછી ગુજરાત અને બંગાળમાં ઉતર્યા. એમની ભાષા જુદી છે. દક્ષિણથી તામીલ, તેલુગુ, મલાયલમ એ અનાર્યન વધુ છે. શુદ્ધ આર્યન હોવાનો દાવો કાશ્મીરના પંડિતોનો છે, જેઓની દીકરી કદી સ્ટેટ બહાર કે કોમ બહાર પરણી શકતી નથી; તેમનો મોડલ અસલ ઇરાની મોડલની યાદ આપે છે. આજે Mixture બધી કોમમાં છે. પઠાણોમાં કેટલાક આર્યન

છે. બરમા લગભગ આખું અનાર્યન છે. મદ્રાસની કાળી, લાલ, પ્રજા મુખ્યત્વે નાયર છે. પણ આ બાબતથી academic interest ની છે. બોલાયલા શબ્દો હોડીવાલાના છે કે કેમ, એટલું તમે જાણીને મજકુર હેડ માસ્તર સાહેબની ગેરસમજુતી દુર કરી શકો તો બસ છે.

લા. સેવક,
**ખુરશેદ શા. દાબુ.**

---

## દસ્તુરજી કયખુશરો માહીયાર કુટાર, દસ્તુર દારાબ પાહલન, એમ.એ., મુંબઇના વાડયાજીના આતશબહેરામના દસ્તુરજી અને એક જાણિતા ધર્મઅભ્યાસીનો મત.

રૂસ્તમ ફરામ અગિયારી,
પારસી કોલોની, દાદર,
મુંબઇ, તા૦ ૫-૬-૧૯૩૮.

મહેરબાન સાહેબો,

અંકલેશ્વરની હાઇસ્કુલના હેડમાસ્તર સાહેબે હિંદુસ્તાનમાં આવેલા તે વેળાના પારસીઓ માટે ઉચ્ચારેલા શબ્દો માટે હું એટલુંજ કહીશ, કે તે તદ્દન પાયા વિનાના અને ખરી તવારીખનું ખુન કરનારા છે. જે શબ્દો એવણે ઉચ્ચાર્યા છે, તે એટલુંજ પુરવાર કરે છે, કે એવણ ખરી તવારીખથી તદ્દન અજ્ઞાન છે. એમના શબ્દો તે પુજ્ય પારસી વડીલોનું સાફ લાભ્બલ કરવા જેવા છે, કે જે મહાન વડીલો પોતાનું વહાલું વતન અને સર્વ માલમિલકત પોતાના પાક ધર્મની જાળવણી કરવા ખાતર અને પારસી નામ, પારસી કીર્તિ અને પારસી સદ્દગુણોને કાયમ રાખવા ખાતર હિંદ જેવા પરાયા મુલકની અંદર આવ્યા હતા.

પારસીઓની હિંદમાં આવવાની ઘણી પુરાતન લેખીત તવારીખ, જો કે આજે આપણી પાસ ઘણાંક કમનશીબ સંજોગોને ખાતર જળવાઇ રહી નથી, છતાં એક યાદગાર કેતાબ, કે જે ઇ. સ. ૧૫૯૯ માં ફારસી ભાષામાં લખાઇ છે, તે આપણા ઘણા સવાલોનો જવાબ આપવા માટે તદ્દન પુરતી છે. તે કેતાબનો લખનાર યજદેગર્દ શહેરીયારની હાર પછી ઇરાનીઓની હાલત વિષે લાગણીથી લખે છે, કે

"ચુ અઝ શેહ યજદેગર શાહી બેરફુતેહ,
કે જુદ્દદીન્ આમદો તખ્તશ ગેરફુતેહ.

અઝ્ આન્ મુદ્દત્ શેકસ્તેહ ગશ્ત્ ઇરાન,
દેરીગ આન્ મુલ્ક એ દીન્ ઓફ્તાદ વેરાન,
બદાન્ ગાહી શુદેહ હર્ કસ પરાગન્દ,
હરાંન્ કુ દાસ્ત્ દેલ બર્ ઝંદ વ પાઝંદ,
ચૂ બેહ્દીનાન્ ઓ દસ્તુરાન્ સરાસર્,
ઝે કારે દીન્ નેહાન્ ગશ્તેહ બ યક્સર્,
મોકામ્ ઓ જાએ બાઘો કાખો અએવાન્,
હમેહ બેઝઝાશ્તેહ અઝ્ બેહ્રે દીન્ શાન્."

**અર્થ:—**જ્યારે યઝદગર્દ શાહનું રાજ્ય જતું રહ્યું અને જૂદ્દીનોએ આવીને તેમનું તખ્ત લઇ લીધું, ત્યારે તેજ વખતથી ઇરાન બરગસ્તે થઇ પડયું. અફસોસ! ઇરાનનો સર્વ પ્રદેશ અને તેની પાક દીન વેરાન થઇ ગયાં, અને ત્યાંથી સર્વ પ્રજા પરાગંદે થઇ ગઇ. બેહદીનો તેમજ દસ્તુરો જેઓ જંદ અને પાજંદ ઉપર દિલ રાખતા હતા તેઓને દીનનાં કાર્યો છૂપાં કરવાં પડયાં, અને પોતાનાં મુકામો, જમીનો, બાગો, મહેલો અને ઘરો પોતાની પાક દીનને ખાતર સર્વ તેઓને ત્યાગ કરવાં પડયાં.

એ ઉપરાંત, ત્યાર પછીના અનેક તવારીખનવેશોની એ બાબે સહાદત આપી શકાશે, પણ એ હકીકત એટલી તો જાણીતી છે, કે તે ઉપર વધુ મુજાહેમત કરવાની જરૂર નથી. આપણી પાસે જે પુરાતન સંસ્કૃત શ્લોકો જળવાઇ રહ્યા છે, તેમાં પણ તે આપણા નીઆગાંનોની પોતાનાં ધર્મ તરફની ચિવટ લાગણી અને નીતિનાં ઉંચ ધોરણનો ઘણોજ ખુલ્લો ખ્યાલ આપે છે.

ઇરાનથી આવેલા જરથોસ્તીઓની સંખ્યા ૮૦૦) નરો અને ૩૦૦) નારીઓની જણાવવામાં આવે છે, તે તદન કલ્પિત છે, અને તમારા હેડ માસ્તર સાહેબે શું આધારથી જણાવી છે તે સમજ પડતી નથી. મરદ અને ઓરતની આવી રીતની જુદી સંખ્યા કોઇ પણ તવારીખનવેશે જણાવી નથી. એનો અર્થ તો એમ થાય છે, કે જરથોસ્તીઓ ઇરાનની અંદર પોતાનાં બાયડી અને છોકરાંઓને મૂકીને પોતાનો જાન બચાવવાને ખાતર નાસી આવ્યાં હતાં. આવું વિચારવું પણ આપણાં નીઅગાનોની નીતિરીતિ, સદ્ગુણ, હિંમત, દલેરી અને ધર્મ તરફની ચિવટ લાગણી જોતાં સાફ હેમાકત ભરેલું છે. "કિસ્સે સંજાણ" નો લખનાર ઘણોજ ખુલ્લા શબ્દોમાં લખે છે, કે

"ઝન ઓ ફરઝંદ દર કેશ્તી નેશાન્દન્દ,
બા સૂએ હિંદ કેશ્તી રાંદ રાન્દન્દ."

યાને તેઓએ પોતાનાં બાયડી અને છોકરાંઓને વહાણ ઉપર બેસાડયાં, અને પોતાનાં વહાણને હિંદ તરફ જલદીથી હંકાર્યાં.

મારે કહેવું જોઇએ, કે શરૂઆતની અંદર યજદેગર્દની હાર પછી હિંદુસ્તાનમાં કેટલા જરથોશ્તીઓ આવ્યા હતા, તેની સંખ્યા નક્કીપણે કોઇપણ તવારીખનવેશ કહી શકતો નથી. જો કે પશ્ચિમ તરફના એક વિદ્વાન તવારીખનવેશ M. L'abbé Gguyon તો અત્રે આવેલા જરથોશ્તીઓની સંખ્યા ૧૮૦૦૦) ની જણાવે છે.

જુદ્દીનોની સાથે આપણાં નીઆગાનો પરણ્યા હતા, એ કહેવું તદ્દન ખોટું છે. તે જરથોશ્તીઓ કે જેઓ દીન અને કોમની જાળવણીને માટે હિંદ જેવા એક પરાયા મુલકમાં આવ્યા હતા, તેઓ પોતાની તોખ્મને જુદ્દીન સ્ત્રીઓની સાથ આલુદગીમાં લાવે, એ વિચારજ કમકમાટ ભરેલો છે. એક પ્રજા તરીકે ઇરાનીઓ કદી પણ જુદ્દીન લગન કરતા હતા નહિ. કોઇક તદ્દન છુટા છવાયા ઇરાની શાહોના નહિ જેવા દાખલાઓ મળે છે, પણ તેમાં રાજદ્વારી કારણ વધુ જણાતું હતું. વંદીદાદ પરગરદ ૧૮ મી ફકરા ૬૧ થી ૬૫ આવા લગ્નની વિરૂદ્ધ ખુલ્લું મત આપે છે. બર્નાર્ડ પીકાર્ડ નામનો અભ્યાસી (૧૬૭૩ થી ૧૭૩૩) હિંદુસ્તાનના પારસીઓ માટે નીચલા યાદગાર શબ્દો લખી જાય છે, તે વગર સમજનું બોલનારાઓને ખુલ્લા જવાબ જેવું છે.

"The Persians, who are the subject of the present dissertation, have inviolably preserved the religion of the ancient Magi, without the least intermixture of any of the Rites and Ceremonies, either of the Muhomedans or the Indians, amongst whom they are promiscuously scattered and dispersed, neither have they any farther intercourse with them, than what their trade and transactions of necessary affairs, unavoidably required."

એક બીજો ઇતિહાસ લખનાર **મીo જે. એચ. ગ્રોઝ** (૧૭૫૦) પારસીઓને માટે લખે છે, કે,

"The truth is that the Gujarat Parsees seem to have entirely forgotten their original country; and from a long habitation continued through so many generations, to consider India as their proper country; even though from the laws of it, *admitting no mixture by proselytism or intermarriage*, they must for ever remain a stranger race."

એક બીજો લખનાર સ્ટેવોરીનસ, જે ૧૭૭૭ માં સુરતમાં હતો, તે જુદી જુદી પ્રજાઓની હિંદુસ્તાનની તવારીખ આપતાં પારસીઓને માટે લખે છે, કે,

"They, however, marry no more than one woman at the same time, and never any one but of their own nation, so that they have preserved their race, through so many ages, pure and unmixed with other nations to the present day."

સર જોન માલ્કમ (૧૭૬૯ થી ૧૮૮૩) જે મુંબઈનો જાણીતો ગવર્નર હતો, તે પારસીઓને માટે "History of Persia"માં નીચલા શબ્દો લખે છે, કે,

"The descendants of the ancient Persians settled in Gujarat and Bombay, of the purity of whose blood, there can be no doubt, as they never inter-marry with other races."

એ ઉપરાંત, બીજા અનેક દાખલાઓ આપી શકાશે, પણ તમારા હેડ માસ્તર સાહેબનાં વિચિત્ર ફટવાને જમીનદોસ્ત કરવાને શું મેં ઉપર જણાવેલા એટલાજ દાખલાઓ પુરતા નથી?

આપે પુછાવેલા બધા સવાલોના જવાબો મારા આ ખુલાસામાંથી મળી શકશે, એટલે જુદા પ્રશ્નોનાં જુદા જવાબો મેં આપ્યા નથી.

લા. દોઆગો,
કેખશરૂ માહીયાર કુતાર
દસ્તુર દારાબ પાહલન.

———:o:———

## કરાંચીના દસ્તુરજી ડૉ૦ માણેકજી ન. ધાલા, એમ. એ., પીએચ. ડી. નો અભિપ્રાય.



કરાંચી, તા૦ ૩૦–૪–૧૯૩૯.

મહેરબાન બાપુજી સાહેબો,

તમારા સવાલોના જવાબો નીચે મુજબ છેજી.

૧–૪):—૧૩૦૦ વર્ષની વાત ઉપર આપણા વડવાઓ આ દેશમાં આવ્યા તે વખતે તેઓમાં ૮૦૦ પુરૂષો તથા ૩૦૦ સ્ત્રીઓ હતી, તેમાંના ૩૦૦ પુરૂષો ૩૦૦ સ્ત્રીઓ સાથે પરણ્યા અને બાકીના ૫૦૦ પુરૂષોએ ભીલરાણીઓ સાથે નેકાહ

કીધા એવું બોલવામાં અશક્યપણું અને બેહુદાપણું છે. એવું દેખીતું છે કે સાદી સમજ તેને કલ્પિત કહાણી–કિસ્સા સમાન ગણવા ઉપરાંત કશું વધારે વજન આપી શકે નહિ. આપણા વડવાઓ કેટલી સંખ્યામાં આવ્યા હતા, એકી વખતે યા જુદે જુદે વખતે, જુદા જુદા તાયફાઓમાં આવ્યા હતા, તેની કશી પણ તવારીખી શહાદતો આપણી પાસે છેજ નહિ. જ્યારે આપણું રાજપાટ અને સર્વે સદાને માટે લુટાયું, જાનમાલની સલામતી રહી નહિ, અને સર્વે કોઇ ધર્માંધપણાં જાહેલ્યત અને જુલ્માટના ભોગ થઇ પડયા, તેવે વખતે કેટલાકો જખમાતાં જીગરે માદર વતનને સદાની સલામ કરી પોતાની સરજત કોઇ નવી ભૂમી ઉપર નવેસરથી ઘડવાના હેતુથી પ્રેરાયાં અને દાદાર હોરમજદનું નામ લઇ હાડમારી, હાદેસા વેઠતાં કાઠિયાવાડને કઠિ આવી ઉતર્યાં. એવા બનાવો માણસજાતની તવારીખમાં વખતો વખત બન્યા છે. દૂર નહિ જતાં મધ્ય યુરોપમાં હાલ દેશપાર થતાં હજારો કમનશીબ યાહુદી કુટુંબોનો દાખલો આપણી સન્મુખ મોજુદ છે. જવાન અને જઇફ, બચ્ચાં અને બુઢ્ઢાં, બિમાર અને અશક્ત અફડાતાં, ઝીકાતાં, ઘસડાતાં, ટાઢ, તડકો, ભૂખમરો વેઠતાં જ્યાં ધરતી ઠાર આપે ત્યાં જાય છે. વાખાના માર્યાં, ફરજ્યાત વટલવાના ભયથી બચવા, આપણા વડવાઓ ૧૩૦૦ વર્ષ ઉપર અત્રે આવ્યા ત્યારે પોતપોતાનાં બાલ બચ્ચાં, માતપિતા, જઇફ, અશક્ત વહાલાંઓને દયાહીણુ રીતે સંકટ સહેવતાં અને જુલ્માટમાં સબડતાં મેળી ૮૦૦ ગબરૂ કુંવારા મરદો અને ૭૦૦ કુંવારીકાઓ અત્રે ઉતરી પડયાં એમ કહેવું એ તો નવલકથારૂપજ ગણાય. એટલા માટે ૫૦૦ ભીલરાણીઓને જરથોસ્તી સોવાસણો બનાવવાની વાત બનાવટી છે. તમો મહેરબાનો સવાલ કરો છો, કે કોઇ વિદ્વાનોનાં સત્તાધારી પુસ્તકોમાં આ હકીકત મળે છે કે કેમ. તેવું કંઠે પણ મળતું નથી, કારણ એવા કહાણી–કિસ્સાનું સ્થાન તો કૌટક સંગ્રહમાંજ હોઇ શકે.

૫):—દીનકર્દ જુદ્દીન લગ્નોને સખત શબ્દોમાં વખોડે છે. યજદેગર્દ પહેલા, નોશેરવાન, બહેરામગોર પાદશાહો પોતે શાહપૂર ત્રીજાનાં બહેન, પહેલવાન શહર બઝંના કુટુંબી વગેરેનાં જુદ્દીન સાથનાં લગ્નોના દાખલા મળે છે, પણ એવાં લગ્નોનો પ્રજામાં રિવાજ નહિ હતો. વધુ વિગત માટે જુઓ મારી Zoroastrian Civilization.

૬):—ગોરી અને કાળી ચામડીનાં પુરૂષ સ્ત્રીનાં જોડાણથી નીપજતી ઓલાદ કાળાસવાળી નિવડે છે. અમેરિકામાં ગોરાઓ અને સીધી (Negro) સ્ત્રીઓનાં જોડાણની ઓલાદ હજારોની સંખ્યામાં આજે ત્યાં જોવામાં આવે છે.

૭):—ઉત્તરે આવેલા આર્યનો ધીમે ધીમે આસપાસ ફેલાતા થયા હતા. ફત્તેહમંદ આર્યનોની વચ્ચે દાસ, ગુલામ તરીકે લેખાતા યા બીજા અનાર્યો પણ વસ્તા હતા.

૮):—હાલ આર્યનો ડ્રૂવિડયનો અનાર્યો કેમ અને કયાં વહેંચાઇ ગયા છે તેની હકીકત સરકાર તરફથી પ્રગટ થએલાં Linguistic Survey of India નાં દલદાર દફતરોમાંથી તમોને મળી શકશેજી.

લા. સેવક,

માણેકજી નશરવાનજી ધાલા.

---

## જાણિતા આર્કયોલૉજીસ્ટ, અનેક ધર્મોનાં પુસ્તકો અને ફીલસુફીઓનો ઉંડો અભ્યાસ ધરાવનાર અને ઇરાનમાં જાણવાજોગ શોધખોલો કરી તે ઉપર પુસ્તકો પ્રગટ કરી વિખ્યાત થયલા ડૉ. જમશેદ માણેકજી ઉનવાલા, પીએચ. ડી. નો અભિપ્રાય.

---

૧—આ તો બીશક છે કે જે જરથોસ્તી નરનારીઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યાં તેઓ સર્વ ધર્મચુસ્ત અને ધર્મે સમજાવેલી નિતિનાં ઉંચાં ધોરણે ચાલનારાં હતાં. જો તેઓ આવાં ધર્મચુસ્ત ન હતે તો તેઓ જરથોસ્તી ધર્મને ખાતર પોતાનું પ્યારૂં ઇરાન વતન, ઘરબાર, અને માલ ખજાનો છોડી દૂર દેશવટો ભોગવવા નીકળી ન આવતે. બહમન કૈકોબાદ હમજીઆર સંજાનાના યજદજરદી સને ૯૬૯ માં ફારસી નઝમમાં રચેલા કિસ્સે સંજાન પ્રમાણે તેઓ દીનદાર અને દીનચાશીદાર દસ્તુરોની રેહબરી હેઠળ હતાં.

૨—જુનાગઢની બહાઉદ્દીન કાલેજના માજી પ્રિન્સીપાલ અને ઇતિહાસના પ્રોફેસર શાપુરજી કાવસજી હોડીવાલા કૃત Studies in Parsi History ને ૧૬ મે પાને વિલફર્ડે—Wilford, Asiatic Researches, IX, 235—કરેલી આ સવાલ બાબે કલ્પના ઉપર ઇસારો મળે છે. વિલફર્ડના લખવા પ્રમાણે ત્રણ મરતબે પારસીઓ ઇરાનથી હિંદુસ્તાન આવ્યા હતા અને તેઓની સંખ્યા અઢાર હઝાર (૧૮૦૦૦) ની હતી. બીજા સવાલમાં સુચવ્યા પ્રમાણે નરનારીઓની સંખ્યા ૧૧૦૦ નીજ હતી એટલે ૮૦૦ નર અને ૩૦૦ નારીઓ હતી એવું લખાણુ કેઠે પણ મલતું હોય, અથવા એવો ઇશારો કોઇએ પણ કર્યો હોય તો તેનો સમાવેસ પ્રોફેસર હોડીવાળાની બારીક ઇતિહાસિક તપાસમાંથી કાંઇ નજરચુકથી તેમની ઉપલી ચોપડીમાં રહી ગયો હોય એમ હું માની

શકતો નથી. પ્રોફેસર હોડીવાલાની ઉપર ટાંકેલી ચોપડીનાં ૧૦૦ મે પાને એમના કિસ્સે સંજાનના અંગ્રેજી તરજુમામાં નીચે મુજબ લખાણ આવે છે. "......ત્યાર પછી એટલે કોહીસ્તાનમાં સો વરસ રહ્યા બાદ દસ્તુરોની ઇરાનમાં દીનદુશ્મનોનો દોર વધવાની આગાહી સાંભલી દરીઆ માટે એક વહાણ તૈયાર કરવામાં આવ્યું. તુરતજ તેઓએ એટલે પારસીઓએ સઢ ચઢાવ્યાં, બૈરાં છોકરાંને વહાણમાં બેસાડયાં, અને હિંદુસ્તાન તરફ તેઓ હલેસાં મારી ગયા.' અહિં કોઇપણ અમુક સંખ્યા આપી નથી, એટલુંજ નહિ પણ છોકરાંઓ પણ તે પારસીઓ પોતા સાથે લાવ્યા હતા એમ ખુલ્લું જણાવ્યું છે. વળી શેઠ શાપૂરજી કાવશજી હોડીવાળા કૃત Parsis of Ancient India માં પુરાતન કાળથી પારસીઓનો હિંદુસ્તાન સાથે ચાલુ સંબંધ હતો એમ આપણ વાંચીએ છીએ, ખસુસ કરી સાસાની જમાનામાં પશ્ચિમ હિંદુસ્તાનમાં અને વિશેષ રજપુતાના અને ગુજરાતમાં ઇરાનીઓની નાની મોટી કોલોની હતી, એમ અનેક વિદ્વાનો લખી ગયા છે.

૩–બીજા ફકરામાં જણાવ્યું તેમ તે પારસીઓ ઇરાનથી હિંદુસ્તાન પોતાનાં બૈરાં છોકરાંઓ સાથે આવ્યા હતા, તેથી તે છોકરાં પરણવા લાયક ઉમરનાં એટલે પંદર અને તેથી વધુ વરસનાં અને પંદર વરસની અંદરનાં પણ હતાં એમ માનવું સહેજ પણ મુશ્કેલ નથી.

૪–ચોથા સવાલનો જવાબ, બીજા અને ત્રીજા ફકરામાં આવી ગયો છે. ભીલડીઓ સાથેનાં લગ્નની જે વાત થઇ છે, તે કેવળ પારસી કોમને હિનપસ્તીમાં ઉતારવા કાજેજ છે. પ્રોફેસર હોડીવાળાની ઉપર ટાંકેલી ચોપડીનાં પાનાં ૧૦૩ માં આપેલી ૨૬ મી નોટમાં કહે છે, કે આ કદાચ જાણવાજોગ થઇ પડશે કે કિસ્સે સંજાણના કર્તા બહમન કૈકોબાદ અનેક વખત તે કિસ્સામાં લખે છે કે આ પારસીઓ ઇરાનથી પોતા સાથે પોતાની કોમનીજ બાઇઓ લાવ્યા હતા. આ ભીલડીઓ સાથના લગ્નની વાત કરતાં એક બાબદ ભૂલી જવાય છે કે ભીલ અને એવીજ બીજી હિંદુસ્તાનની અનાર્ય જુની પ્રજા (aborigines)ઓમાં પણ પોતાની ન્યાતજાત માટે અભિમાન હતું અને છે. કોઇ સાદી સમજનાં માણસનાં માનવામાં આ તો ન આવે કે જે જરથોશ્તીઓ પોતાનો ધર્મ સાચવવા ખાતર દેશવટો ભોગવવા ઇરાનથી હિંદુસ્તાન આવ્યા તેઓ ત્યાં પુગતાંજ જુદીનો સાથે પવિત્ર લગ્નનાં ગાંઠથી જોડાય. જુદીન ઓરત સાથે જો તેઓ પરણે તો ધર્મનો સરેશતો અને ધર્મના રાહરિવાજ જે આપણા સાસાની વડવાઓ ચીવટાઇથી પાળતા હતા તે ઉપર તો રફતે રફતે ઢાંકણુંજ વળાતે, જેમ આજે આપણુ જુદીન ઓરત સાથે કરેલાં લગ્નના મોજુદ દાખલામાં જોતા આવ્યા છીએ. જો હું આ

તકે ભગવદ્ ગીતા ટાંકું તો તે અઘટિત લેખાશે નહિ-(અધ્યાય ૧લો શ્લોક ૪૧ થી ૪૪) કારણ કે આ આર્ય પ્રજાનું માનવું છે, અને આર્ય પ્રજામાં વિશેષ હિંદુ અને પારસી પ્રજાઓ આવી જાય છે. વલી પરરાજ્યમાં પરોણા તરીકે રહી ત્યાં ભીલ અને બીજી કોમોને વટલાવવાની રાજનિતિથી વિરૂદ્ધ unpolitic—સરકથી આપણા વડવાઓએ કરી હોય એમ આપણે માની શકયે નહિ.

૫—શાહનામા પ્રમાણે અને કદીમ ઇરાનના ઇતિહાસ પ્રમાણે કોઇક ઇરાની પહેલવાનો અને કોઇક ઇરાનના પાદશાહો રાજદ્વારી કારણે પરદેશની બાનુઓ પરણતા, પણ આ બાનુઓ જુદ્દીન હતી એવું ખુલ્લું લખાણ મારા જાણ પ્રમાણે કેડે મલતું નથી. સાસાની પાદશાહોમાં બહેરામગોર, નોશીરવાન આદેલ અને ખુસરો પરવીઝ હિંદી, તુરકી અને ખ્રીસ્તી બાનુઓ પરણી ગયા હતા. આ જુદ્દીન ઓરતોને પેટે અવતરેલા શાહજાદાઓ સાસાની રાજ્યની પડતીનું મૂળ કારણ થઇ પડયા હતા એમાં તો બીલકુલ શક નથી.

૬—આ સવાલનો જવાબ આપવો સહેજ પણ બીકટ નથી. આ સવાલ આજે યૂરોપમાં યાહુદીઓના સવાલના સંબંધમાં ઘણો ચરચાયો છે; પ્રજા અથવા જાતિ race શબ્દનો અનર્થ ઘણાઓ તરફથી કરવામાં આવ્યો છે. માણસજાતની વિદ્યા Anthropology પ્રમાણે માણસજાતને ગોરી, કાળી, પીળી અને રાતી પ્રજાઓ અથવા જાતિઓમાં વહેંચી નાંખી છે. પણ આ વિભાગો race અથવા જાતિની નજરથી જોતાં ફકત કાળી, પીળી અને રાતી ચામડીવાલા માણસોનેજ લાગુ પડે, કારણ કે ગોરી જાતિમાં અથવા ગોરી ચામડીવાળા માણસોમાં આર્ય, તુરકી અને સેમીટીક પ્રજાઓ પણ આવી જાય. આથી સામાન્ય રીતે બાઇબલમાં, ખસુસ તોરાતમાં એટલે Old Testamentમાં કહેલા નોઆના ત્રણ છોકરાઓ, સેમ, હેમ અને જાફેતથી ઉતરી આવેલી સેમીટીક, હેમીટીક અને જાફેતીક પ્રજાઓને નામે માણસજાતના ત્રણ વિભાગો પડયા એમ મનાય છે. હવે આ તોરાતને આધારે પાડેલા વિભાગો ચામડીના રંગ તરફ જોતાં વાજબી નથી, કારણકે સેમીટીક અને જાફેટીક પ્રજાઓની ચામડી ગોરી છે, જ્યારે હેમીટીક પ્રજાની કાળી ચામડી છે. ઇતિહાસીક નજરે જોતાં આ race નો અથવા જાતિનો સવાલ જ્યારે એક પ્રજા પોતાનો અસલ દેશ છોડી બીજા દેશમાં આવી હથીઆરથી તેને કબજે કરી ત્યાં વસે છે ત્યારેજ ઉત્પન્ન થાય છે. દાખલા તરીકે આર્ય પ્રજાનો એક ભાગ, હિંદુ પ્રજા, જ્યારે હિંદની ઉત્તરેથી ધીમે ધીમે પંજાબ અને ગંગા નદીનાં પ્રદેશમાં પ્રસરવા લાગી ત્યારે હિંદની અસલ પ્રજાઓ aborigines સાથે તેણે પોતાની પ્રજાને જાતિમિશ્રણ racial mixture થી સ્વચ્છ રાખવા જાતિનો સવાલ કાઢયો. પણ જેમ વખતના વેહવા સાથે વધતું ઓછું જાતિ-

મિશ્રણુ તો થયું, જેથી ઉપજાતિઓ ઉત્પન્ન થઇ. આ ઉપજાતિઓ સમજાવવાનો પ્રયત્ન હિંદુઓનાં પુરાણોમાં આપણે જોઇએ છીએ—જુઓ રોમશ્ચંદ્ર દત્ત કૃત Civilization of Ancient India, Vol. I. Publ. Kegan Paul, Trench & Trübner, London.

ધારો કે વખતના વહેવા સાથે ધર્મને કારણે યાતો રાજદ્વારી કારણે અથવા હવસને વશ થવાને સબબે કોઇક પ્રજામાં જાતિમિશ્રણ થયું હોય, તો પણુ દેશ પ્રદેશના ઇતિહાસમાં વાંચીએ છીએ કે પ્રજા હિતકારી અને સ્વમાની પુરૂષોએ પોતાની પ્રજાને જાતિમિશ્રણુથી પાછી નિરાળી કરવા વખતોવખત પ્રયત્ન કર્યો હતો.

જો ગોરી પ્રજાના પુરૂષો કાળી પ્રજાની સ્ત્રીઓ સાથે પરણે તો લોહી મિશ્રણુના કાયદા પ્રમાણે ઓલાદ ગોરી અને વધતી ઓછી કાળી જન્મે. આ તો અંગ્રેજી અને હિંદી બાઇઓનાં જાતિમિશ્રણુથી જન્મેલા એંગ્લો ઇન્ડયનોને જોતાંજ માલમ પડશે.

૭—આ સવાલનો જવાબ આપવો સહેલ નથી. ઉપર કહ્યું તેમ હિંદમાં વસતી અસલ અનાર્ય પ્રજાઓ સાથે અસલ આર્ય હિંદુઓનું જાતિમિશ્રણુ તો વધતા ઓછા પ્રમાણુમાં થયું હતું, જેનો પુરાવો જ્ઞાતિ અને ઉપજ્ઞાતિઓ પુરો પાડે છે. બ્રાહ્મણુ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રનો તફાવત આજે જે રહ્યો છે, તે તો ફકત ધંધા અને કોઇક અંશે ખોરાકથી પડયો છે. શૂદ્ર લોકો વિશેષ અડકવાને નાલાયક untouchables ગણાય છે, કારણુકે તેઓનો ખોરાક મલિન છે. તે છતાં જેમ દરેક પ્રજામાં બને છે તેમ ધર્મગુરૂઓ, જેવા કે બ્રાહ્મણો જાતિમિશ્રણુથી વિશેષ નિરાળા રહેતા. આ સવાલનાં સંબંધમાં ડા. જીવણુજી જમશેદજી મોદી મેમોરીઅલ વૅાલ્યુમનાં પાને ૧૮ મે પ્રોફેસર એરનસ્ટ હોરવિટઝ નીચલું મત આપે છે, કે આપણુ જો આર્ય અને દ્રાવીદ ઉન્નતિ Culture જુદા છે એમ કહીએ તો વાજબી છે, પણુ જો આર્ય અને દ્રાવીદ પ્રજાના તફાવતની વાતો કરીએ તો તે વિદ્યાપૂર્વક કહેવાય નહિ. આ પ્રજાઓ લગ્નના અને ગેર—લગ્નના ગાંઠથી આગલા પ્રાચિન કાળથી જોડાઇ હતી. નાતજાતને લગતા અને લગ્નને લગતા સખત કાયદા ઘડવા છતાં હીંદુ આર્યો ઋગવેદનાં વખતમાં પણુ ચોખ્ખાં લોહીનાં પોતાને કહેવાડી શકતા ન હતા. આ જમાનાથી છુટથી લોહીનું મિશ્રણુ જાતિમિશ્રણુ થયું અને તે પ્રજાની સુખાકારીનું સાધન નીવડયું. જો આપણુ પ્રોફેસર હોરવિટઝનાં ઉપલાં મતને અતિશયોકિત ભર્યું ગણ્યે તો પણુ તે કેવળ ખોટું તો ન ગણાય.

૮—આજનાં હિંદમાં હિંદુ કોમમાં મોટા બે વિભાગ પડયા છે, જેનું મૂળ

ઇતિહાસિક છે. અસલ આર્ય પ્રજાથી ઉતરી આવેલા હિંદુઓ અને અનાર્ય એટલે હિંદની પ્રાચિન aboriginal પ્રજાથી ઉતરી આવેલા હિંદુઓ. અનાર્યો માંદ્રાવીદ પ્રજા જે દખ્ખણમાં વસે છે તે અને ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં, ગુજરાત અને બંગાળમાં વસ્તી મુંડા, ભીલ, કોળી, ગોંડ અને એવીજ બીજી કોમો. તે છતાં આ વિભાગો સામાન્ય વપરાસમાં નથી. આર્ય અને અનાર્ય શબ્દો વિદ્યાભ્યાસને લગતી ચોપડીઓમાંજ વપરાય છે.

લી૦ સેવક,

**જમશેદ માણેકજી ઉનવાલા.**

———:૦:———

## જાણીતા પારસી અભ્યાસી, વકતા, અને લેખક તથા યુનીવરસીટી લીધે તરફથી ડોકટર ઓફ થીયોલોજીની ડીગ્રી મેલવનાર શેઠ ફરેદુન કે. દાદાચાનજી, સોલીસીટરનો જવાબ.



સવાલ ૧ નો જવાબ :—

આપણો જે ટોળો હોરમઝ બંદરથી સંજાણ તરફ ઉતર્યો તે ધર્મના રક્ષણાર્થે આવ્યો હતો, અને પોતાના ધર્મ અને ટોળાને હિંદુઓ અથવા દુબળાઓ સાથે ભેળાવા દીધા ન હતા. આપણો અથોરનાન ટોળો તો અનેક વંશાવલીઓ ધરાવે છે, તે ઉપરથી ૧૨ સદીના તેમના જરથોસ્તી નર પૂર્વજોના નામો સુધ્ધાં મળે છે.

સવાલ ૨ થી ૫ નો જવાબ:—

આ સર્વે બાબતો જુઠી અને દીન અને કોમ દુશ્મનોએ ઉપજાવી કાઢેલી છે. એક પણ શહાદત તેને માટે નથી. આ નાલેશીને દફનાવી દેવી જોઇએ. જરથોસ્તી ધર્મ–ક્રિયાઓ પરજાત સ્ત્રી કે બાળકોના સ્પર્શથી અપાવ થાય છે, તો તેવાંઓ કદિ પણ ઘરમાં આવીજ ન શકતાં. ધર્મ અને ક્રિયાઓ જાળવનારાઓ આવી અધર્મિ સંગત કરે એ માનવામાંજ નથી આવતું. પ્રાણથી પ્યારા ધર્મના રક્ષણ માટે 'પારસી'ઓ હિંદમાં સંજાણ બંદરે આવ્યા (આગળ તો ગંગાથી આસામ સુધી તેઓ હિંદમાં વેપાર કરતાજ હતા), અને તેઓ પોતાના વ્હાલાં સ્ત્રી બાળકોને છોડીને આવ્યા એવી બદનક્ષીભરી વાત જુઠી છે. કિસ્સે–સંજાનમાં સાફ લખ્યું છે, કે તેઓ બાયડીઓની સાથેજ વહાણમાં સફર માટે ઇરાનથી આવ્યા.

સવાલ ૬ નો જવાબ:—

કલ્પિત વાત લંબાવવામાં સાર નથી. જરથોસ્તીઓ અત્રે આવ્યા પછી એક પણ પરજાતની સ્ત્રી સાથે પરણવાનો એક પણ દાખલો મુંબઇની હાઇ–કોર્ટના

પ્રખ્યાત ૧૯૦૮ ના "જુદ્દીન કેસ"માં કરોડપતી પારસી શેઠયાઓ સુદ્ધાં રજુ કરવાને અશક્ત નિવડયા હતા. જડ્જ મી૦ દિનશાહ દાવરએ પોતાના ચુકાદામાંજ સાફ દર્શાવ્યું છે અને તે ચુકાદો ઇતિહાસિક અને ખરો આજ દિવસ સુધી લેખાયો છે. જુદ્દોનો સાથે આપણે કયાની વંશના પારસીઓએ ભેળાવાને કદિ કબુલ્યું નહોતું અને કબુલતા નથી, અને તેની સામે આજે પણ ૯૫ ટકાથી વધુ પારસીઓ ૧૨ સદી પછી છે, એમ વિદ્વાન દસ્તુર ડૉ૦ માણેકજી ધાલા પોતાના ભાષણોમાં જાહેર કરી ચુકયા છે. તેમના પુસ્તકમાં જુદ્દીન લગ્નો સામે આપણે ઇરાનમાં હતા ત્યારથીજ સખતમાં સખત વિરૂદ્ધતા દેખડાવતા આવ્યા છીએ, એવું સ્પષ્ટ દર્શાવ્યું છે. કોઇક ઇરાની શાહ કદિ કોઇક જુદ્દીન સ્ત્રી સાથે રાજ્યદ્વારી વગેરે સબબે પરણેલાના અપવાદો મળે છે, જેની ઉપર વાજબી શરેહ કરતાં એરવદ શહેરયારજી ભરૂચા જેવા જાણીતા લેખક જણાવે છે, કે તે તો માત્ર જુજમાં જુજ અપવાદો હતા.

સવાલ ૭ નો જવાબઃ—

આજ દિવસ સુધી લાખો વર્ષ થયાં આર્યોની દ્વિજ પ્રજા—બ્રાહ્મણ, ક્ષત્રી અને વૈશ્ય—વર્ણાશ્રમ ધર્મ (કમમાં કમ મનુ ભગવાનના કાળથી) પાળતી આવી છે, અને દ્રવિડો વગેરે અનાર્યોથી જુદીજ રહી છે. વધુ વિગતમાં ઉતરવાનું અત્રે બે—ફાયદા છે.

સવાલ ૮ માનો જવાબઃ—

હિંદુઓ પોતાને "આર્યવર્ત"ના રહેવાસીઓ કહેવડાવે છે. તેઓ અને પારસી ઇરાનીઓ અથવા પારસીઓ, જેઓ "અઇર્યનો વએજો"માં રહેનારા અવસ્તાવાણીમાં પણ ઓળખાવ્યા છે, તે બન્ને જરાપણ શક અથવા શુબેહ વિના, જગતભરના સાચા "આર્યો" છે. તેમના દેશોનાંજ નામો તે વિષેની અચુક સાબેતીઓ છે. આપણી અવસ્તામાં ઠેક ઠેક આપણા મુખ્ય મઠક (દેશ)ને "અઇર્યનો વએજો" ('ઇરાન', 'આર્યન વેજ') લખ્યું છે.

લા૦ સેવક,

ફરેદુન કે. દાદાચાનજી.

---

## અથોરનાન મદ્રેસા (દાદર, મુંબઈ)ના વિદ્વાન વડા શિક્ષક, જાણીતા ધર્મઅભ્યાસી અને ઇરાની ઇતિહાસના તવારીખી પુસ્તકો પ્રગટ કરનાર એર્વદ એદલજી ક. માદનનો વિદ્વતાભર્યો અભિપ્રાય.

અથોરનાન મદ્રેસા, દાદર, મુંબઇ.

મહેરબાન શેઠજી સાહેબ શેઠો જમશેદજી પીરોજશા એન્જીનીઅર, જેહાંગીર રૂ. હકીમ, શાવક બી. દસ્તુર તથા જાલેજર અ. અંકલેશર્યા, મોબેદો જમશેદજી પીરોજશાહ તથા કાવસજી પેસ્તનજી અંકલેશર્યા જોગ,

સાહેબો,

તમારા સઘળા સવાલોના જવાબો આપવા માટે તમારા હેડ માસ્તરનું કહેવું પારસી તવારીખ અને જરથોસ્તી ધર્મની રોશનીમાં તપાસીશું એટલે સઘળો ખુલાસો મળી જશે.

### ઇરાનનું રાજ્ય ગયા પછી ગુજરાતમાં આવી વસેલા પારસીઓ અને તેઓની સંખ્યા.

લગભગ સાડી બારસો વર્ષ ઉપર જે જરથોશ્તીઓ ઇરાનથી આવી ગુજરાતમાં ઠરીઠામ થયા હતા તેઓ સઘળા પોતાના બુલંદ માઝદયસ્ની જરથોશ્તી ધર્મની જાળવણીને અર્થેજ પોતાનું બાપીકું વતન છોડી અત્રે આવ્યા હતા, એ બાબે કશો પણ શક નથી. ધર્મનાં રક્ષણ અર્થે ઇરાનનું રાજ ગયા પછી જે જરથોશ્તીઓ હિંદુસ્તાન આવ્યા હતા તેઓની સંખ્યા કોઇપણ સાધનોથી ખાત્રીપૂર્વક કહી શકાતી નથી. તમારા હેડ માસ્તરે ૮૦૦ મરદો અને ૩૦૦ સ્ત્રીઓની જે સંખ્યા જણાવી છે તે તદન કલ્પિત છે, અને પારસીઓની હિંદુસ્તાનની આમદ ઉપર અજવાળું નાંખનારાં જે લખાણો મળે છે તેઓમાં કયાંય પણ ઉપલી સંખ્યા જણાવી નથી. કેટલાક યુરોપ્યન લખનારાઓ હિંદુસ્તાનમાં આવનારા જરથોશ્તીઓની સંખ્યા ૧૮૦૦૦) સુધાની જણાવે છે, તો વળી કોઇ ૪૦૦) કે ૫૦૦) કુટુંબો આવ્યાં હતાં એમ જણાવે છે. સંખ્યાની બાબતમાં ચોક્કસ આંકડો કહી શકાય તેવી એકે સહાદત નથી, એટલે તમારા હેડ માસ્તરે રજુ કીધેલી બીના બીલકુલ આધાર વિનાની છે, એમ સ્પષ્ટ માલમ પડી આવે છે. પ્રોફેસર શાપુરજી હોરમસજી હોડીવાલાની 'Studies in Parsi History' માં આપેલા રેસાલાઓમાં પણ સંખ્યાની અ–ચોકસાઇ બાબે લખાણુ મળે છે. શેઠ શાપુરજી કાવસજી હોડીવાલા જેવણુ ઉપલા પ્રોફેસર હોડીવાલાથી જુદા પુરૂષ છે અને જેવણે 'ઇરાનશાહની તવારીખ' નામે એક દળદાર પુસ્તક અભ્યાસીની નજરે લખી તૈયાર

કર્યું છે, તેમાં પણ હિંદુસ્તાનમાં આવેલા પારસીઓની સંખ્યા અ-ચોક્કસ છે એમ જણાવ્યું છે. ઇરાનથી હિંદુસ્તાન આવેલા જરથોશ્તીઓની હકીકત રજુ કરનારી જે જુનામાં જુની નોંધ આજે આપણી પાસે મોજુદ છે તે ઇ૦ સ૦ ૧૫૯૯ માં દસ્તુર બેહમન કૈકોબાદ નામના મોબેદે નવસારી મધે ફારસી કાવ્યમાં લખેલી 'કિસ્સે-સંજાણ' નામની કેતાબ છે, 'કિસ્સે-સંજાણ'નું ફારસી કાવ્ય ઇરાનથી હિંદુસ્તાન આવનારા પારસીઓની તવારીખ ઉપર રોશની નાખનાર, સર્વેથી જુની અને સત્તાધારી ચોપડી લેખાય છે. આ 'કિસ્સે-સંજાણ'ના કાવ્યમાં તેના લખનાર પોતાને એક બુઝોર્ગ અને પરહેજગાર દસ્તુર તરફથી મળેલાં જ્ઞાનની રોશનીમાં સઘળી હકીકતો રજુ કરવાનું જાહેર કરે છે. આ હકીકતમાં કયાંય પણ કેટલા પારસી મરદો અને સ્ત્રીઓ હિંદુસ્તાનમાં આવ્યાં તે જણાવ્યું નથી. ત્યાં જણાવ્યું છે, કે, "જ્યારે ઇરાનમાં આરબ દોર વધી પડયો, ત્યારે દીનદાર જરથોસ્તીઓ **પોતાનાં ઝન અને ફરઝંદ સાથ** એટલે **ઓરતો અને બચ્ચાં સાથ** વહાણો ઉપર સવાર થયા અને હિંદુસ્તાન આવવા નિકલ્યા." આ દેખાડે છે, કે હિંદુસ્તાનમાં આવેલા જરથોશ્તી મરદોનો એક ભાગ પોતાનાં કુટુંબ કબીલા વગર આવ્યો હતો, આ કહેવું ખરી હકીકત વિષેની અજ્ઞાનતાનું પરિણામ છે.

## સંજાણમાં ઠરીઠામ થવા આગમજ જરથોશ્તીઓએ જુદી જુદી જગાઓએ કીધેલા વસવાટની હકીકત.

'કિસ્સે-સંજાણ'ના જણાવવા મુજબ પારસીઓ સાસાની શહેનશાહ યજદેગર્દની હાર પછી તુરત હિંદુસ્તાનમાં નિકળી આવ્યા હતા નહિ, પણ પ્રથમમાં તેઓ **પોતાનાં કુટુંબ કબીલા સાથ કોહેસ્તાન**ના પહાડી મુલકમાં જઇ વસ્યા હતા. અહીં ૧૦૦) વરસ રહ્યા પછી તેઓ પોતાનાં કુટુંબ કબીલા સાથ બંદર આબાસથી ૩૦) માઇલ દૂર આવેલાં **હોરમઝ** શહેર ખાતે આવી વસ્યા હતા. અત્રે ૧૫) વરસ રહ્યા પછી ત્યાં પણ તેઓના દીન અને ઇમાનની સાચવણી નહિ થવાને સબબે તેઓ હિંદુસ્તાન આવવા વહાણ ઉપર સવાર થયા. ઇ. સ. ૬૯૭ માં તેઓ કાઠિયાવાડની દક્ષિણે આવેલા **દીવ** બંદરે આવી ઉતર્યા. દીવમાં ૧૯) વરસ રહ્યા પછી તેઓ ગુજરાતના **સંજાણ** બંદરે આવી ત્યાં ઠરીઠામ થયા. આ રીતે તપાસતાં પારસીઓ પરદેશ ગમન થયા, એ કાંઇ એકાએક અને ટુંક મુદ્દતમાં બનેલો બનાવ હતો નહિ, કે જેથી તમારા હેડ માસ્તરના જણાવ્યા મુજબ ૮૦૦) મરદો અને ૩૦૦) સ્ત્રીઓ પોતાનાં કુટુંબ કબીલા વગર આવીને ઠરીઠામ થયાં.

## ઉત્તર હિંદુસ્તાન જોડે પારસીઓનો સંબંધ.

પારસીઓ જ્યારે ઇરાનમાં વસતા હતા, ત્યારે તેઓ હિંદુસ્તાન દેશથી કાંઇ

પુરવાર કરી આગળ ચાલીશું. પંજાબમાં બિયાસ નદી ઉપર આવેલા ઉચ્ચ શહેરમાં પારસીઓની મોટી વસતી હતી, અને ત્યાંના એક મોબેદ નામે માહિયાર ઇ. સ૦ ૧૧૭૮ માં ધર્મ સંબંધી બાબતોનો અભ્યાસ કરવા ઇરાન ગયા હતા, અને ૬) વરસ પછી વંદીદાદનો પહેલવી તરજુમો લઇ એ શહેરં ખાતે પાછા ફર્યા હતા.

આ સઘળી બીના આપવાની મતલબ એજ છે, કે સાસાની શહેનશાહતની પડતી પછી હિંદુસ્તાનની પારસી વસતી તે કાંઇ માત્ર તમારા હેડ માસ્તરના જણાવવા મુજબ ૮૦૦) મરદો અને ૩૦૦) સ્ત્રીઓની હતી નહિ. પણ ઉત્તર હિંદુસ્તાનમાં તો સેંકડો જરથોશતીઓ પોતાનાં કુટુંબ કબીલાઓ સાથ વસતા હતા, અને તેથી ગુજરાતના પારસીઓને પરણવા માટે સ્ત્રીઓની જરૂર હતે, તો તેઓ પોતાની જાતની ઉત્તર હિંદુસ્તાનની સ્ત્રીઓમાંની સહેલાઇથી મેળવી શકતે.

તમારા હેડ માસ્તરના કહેવાની તપાસ તવારીખી નજરે લેતાં તેમનું કહેવું કેટલું નાપાયદાર અને બેહુંદુ છે, તે આપણે ઉપર તપાસી ગયા. હવે આપણે એમનાં એ કહેવાની તપાસ ધર્મની નજરે કરીશું.

## જુદ્દીન લગ્નો સામે વંદીદાદનું ખુલ્લું ફરમાન.

જરથોસ્તી ધર્મ-પુસ્તકોમાં 'વંદીદા૦'નું પુસ્તક જરથોસ્તી દીનને લગતા કાયદા કાનુનો દર્શાવનારૂં પુસ્તક છે. વંદીદાદની ૧૮ મી પરગરદના ૬૧ થી ૬૫ સુધીના ફકરાઓનો તરજુમો અત્રે રજુ કરીશ, કે જે ઉપરથી સ્પષ્ટ જોઇ શકાશે, કે તોખ્મને આલુદેહ યાને અપવિત્ર કરવાના કામને જરથોસ્તી ધર્મમાં મહા-પાપનું કામ ગણ્યું છે, અને તેથી જે પારસી પૂર્વજો પોતાના ધર્મનાં રક્ષણ અર્થે હિંદુસ્તાનમાં આવ્યા, તેઓની સામે ભીલડીઓ જેવી એક અતિ હલકી; નીતિરીતિ અને સદ્ગુણોમાં ઘણીજ પછાત એવી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનું આળ મૂકવું, એ તેઓનું મોટું અપમાન કરવા બરાબર છે. 'વંદીદાદ' જુદ્દીન લગ્ન સામે કેવો વિરોધ ધરાવે છે, તે નીચલા શબ્દો ઉપરથી સ્પષ્ટ સમજાશે :

જરથોશ્તે હોરમજદને પૂછ્યું, કે હાડમંદ મુલકોના અએ ઘણોજ વૃદ્ધિ કરનાર મીનો, અશો પેદા કરનાર હોરમજદ! તું હોરમજદને કયો શખ્સ સૌથી મોટાં અપમાનથી દલગીર કરે છે, તથા કયો શખ્શ સૌથી ઘણી દૂષે કરીને તારી સાથે દ્વેષ રાખે છે? (ફ. ૬૧).

ત્યારે હોરમજદે કહ્યું, કે અએ અશો જરથોશ્ત! ભલાઓમાંનો જે કોઇ બુરાઓમાંના કોઇની સાથે, માજદયસ્નોમાંનો જે કોઇ બુતપરસ્તોમાંના કોઇની સાથે, અથવા બી-ગુનાહોમાંનો જે કોઈ ગુનેહગારોમાંના કોઇની સાથે તોખ્મને આલુદેહ કરે છે, તે ખચ્ચીત વ્યભિચાર છે; અને તેવો મરદ યા તેવી ઓરત પોતાની બદઆલથી મને દલગીર કરે છે. (ફ. ૬૨).

અએ જરથોશ્ત! તેવો મરદ યા તેવી ઓરત પોતાની નજરથી ઝરાનાં દોડતાં તથા વહેતાં પાણીઓમાંનાં એક તૃત્યાંશ પાણીને સુકાવી નાંખે છે. અએ જરથોશ્ત! તેવો મરદ યા તેવી ઓરત પોતાની નજરથી ઉગતાં, સોહામણાં લીલાં રંગનાં ઓરવરોનાં એક તૃત્યાંશ વધારાનો નાશ કરે છે. (ફ. ૬૩).

અએ જરથોશ્ત! તેવો મરદ યા તેવી ઓરત પોતાની નજરથી સ્પંદારમદ જમીનના એક તૃત્યાંશ ઢાંકણને નાશ કરી નાંખે છે. અએ જરથોશ્ત! તેવો મરદ યા તેવી ઓરત પોતાની નજરથી વધારે સારી મનશ્નીવાળા, વધારે સારી ગવશ્નીવાળા, તથા વધારે સારી કુનશ્નીવાળા અશો માણસની હિંમત, ફત્તેહ તથા રાસ્તીનો એક તૃત્યાંશ ભાગ ઓછો કરે છે. (ફ. ૬૪).

અએ સૌથી પવિત્ર જરથોશ્ત! તેટલા માટે હું કહું છું, કે તેવા શખ્સો ઝડપથી ચાલનારા સાંપ, અથવા તો નખરીયાંવાળા વરૂઓનાં કરતાં વધારે નાશકારક હોય છે; અથવા શિકાર શોધતું વરૂ મેંઢાના વાડા ઉપર હુમલો કરે છે, અથવા તો હજાર બચ્ચાવાળું સોસવાટ પાણી તરફ માછલીઓને ખાવાને માટે ધસારો કરે છે, તેનાં કરતાં તે શખ્સો વધારે નાશકારક છે. (ફ. ૬૫).

વંદીદાદના ઉપલા શબ્દો માજદયસ્નોનાં બુત-પરસ્તોની સાથનાં લગ્નોની તથા બી-ગુનાહ માણસોનાં ગુનેહગાર માણસો સાથનાં લગ્નોની એટલા તો ખુલ્લા શબ્દોમાં મનાઈ કરે છે, કે આપણાં નીઆગાનો કદી પણ એ ખુલ્લાં ફરમાનની અવગણના કરીને ભીલડીઓ જેવી ઉતરતી જાતની મૂર્તિપૂજા કરનારી અનાર્ય કોમની સ્ત્રીઓ સાથે પરણવાનો સ્વપ્ને વટીક પણ ખ્યાલ કરે નહિ. વળી આગળ ચાલતાં વંદીદાદમાં તોખ્મને આલુદેહ કરનારા માણસો અને સ્ત્રીઓ પોતાની આજુબાજુની પેદાયશોમાં નુકસાન પાંથરે છે, એ વાત જણાવી છે, તે સમજવાની પણ બહુ જરૂર છે. દરેક માણસ પોતાનું ખોરેહ યાને Personal Magnetism ધરાવે છે. આ Personal Magnetism દરેક માનવીની ભલી યા બુરી વર્તણુંક મુજબ પ્રકાશિત કે ગદલું હોય છે. આ Personal Magnetism નો પ્રવાહ માનવીની નજરમાંથી બહાર પડે છે, એ વિદ્યા (Science)એ પુરવાર કરેલી બીના છે. હલકા માણસોની નજર લાગે છે, એવી આપણી માન્યતા પણ ઉપલા Personal Magnetism ના કાયદાને આધારે બરપા થએલી છે. ઝાડપાનોનાં ફળોને માણસોની નજર લાગે છે અને તેમાં બગાડો થાય છે, એ બીના જાણીતી છે. વંદીદાદના ઉપલા શબ્દોમાં સમજાવવામાં આવે છે, કે તોખ્મને આલુદેહ કરનારા માણસો અને સ્ત્રીઓનાં ખોરેહમાં એવો બગાડો થાય છે કે તેઓ પોતાની નજરથી આસપાસ નાશની અસર ઉપજાવે છે.

વંદીદાદના આવાં ઉત્તમ ફરમાનની સમજણને લીધેજ જરથોશ્તીઓ ઇરાન તેમજ હિંદુસ્તાનમાં હરહંમેશ જુદ્દીન લગ્નની વિરૂદ્ધ લાગણી ધરાવતા આવ્યા છે. આજસુધી પારસીઓ પોતાના ધર્મને લગતી ક્રિયાકામો થતી વેળા જુદ્દીનોની નજર નહિ પડે તે માટે તીક્ષ્ણ લાગણી ધરાવે છે, તો જે પૂર્વજો પોતાના ધર્મ, તેનાં ક્રિયાકામો અને તેની કાયદેમંદ તરીકતોની જાળવણીને અર્થે હિંદુસ્તાનમાં આવ્યા, તેઓ બીલડીઓને પોતાના ઘરમાં દાખલ કરીને ધર્મનાં મૂળનેજ ફટકો મારે, એ કદિપણ માની શકાય એમ નથી.

## સંજાણમાં આવી ઠરીઠામ થએલા જરથોશ્તીઓના ધર્મ, રહેણીકરણી તથા આચારવિચારનો ખ્યાલ આપનાર ૧૬) સંસ્કૃત શ્લોકો.

જ્યારે પારસીઓ સંજાણ આવ્યા, ત્યારે ત્યાંના રાજા જાદીરાણાએ પારસીઓના ધર્મ, રીતરિવાજ, આચારવિચાર વિગેરે વિષે જાણવા માંગતાં પારસી તાયફાના વડા ધર્મગુરૂએ રાજાને પારસીઓ વિષે જે હકીકત કહી તે ૧૬) સંસ્કૃત શ્લોકોના આકારમાં આજે પણ આપણી પાસે જળવાઇ રહી છે, અને તે શ્લોકોમાંના કેટલાક શ્લોકોમાં દર્શાવેલા વિચારો તમારા હેડમાસ્તરના આપણા પૂર્વજો સામે વગર વિચારે કીધેલા નાલેશીભર્યા ટીકાનો સાબુત જવાબ આપનાર છે, તેથી તે અત્રે રજુ કરૂં છું:

"જેઓ મંત્ર સાથે બંદગી કરીને છ માસ સુધી સુકવેલાં લાકડાં, અગર તથા સુખડ મેળી તથા સુગંધી લાકડાં, કપુર તથા સુગંધી પદાર્થોથી દરરોજ પાંચ વખત હોમ (આતશની બોય) દે છે. જેઓમાં આતશ કોઇ કાલે પણ બુજવવામાં આવતો નથી-નહિ સૂર્યના પ્રકાશથી કે નહિ સુંદર વાદળામાં લઇ જઇને. જેઓ **સત્યના ન્યાયથી સ્ત્રીઓ સાથે જોડાયલા રહે છે અને ખરાબ ચાલના હોતા નથી, તે અમે પારસીઓ છીએ."** (શ્લોક આઠમો).

**"જે પાક આત્માવાળા શખ્સોની સ્ત્રીઓ માસિક માંદગીથી સાત રાત બાદ શુદ્ધ થાય છે, અને પ્રસુતિ બાદ એક માસ પછી પવિત્ર શરીરવાળી થાય છે.** જે શખ્સો પોતાની સુંદર ચાલચલણથી ગોરા (પાક) હોય છે, જેઓ નવાં સોના પ્રમાણે દીપે છે તથા મજબુત અને બળવાળા હોય છે, અને જેઓ હંમેશ હસતા ચહેરાના હોય છે-તે અમે પારસીઓ છીએ." (શ્લોક નવમો).

"જેઓ **વેશ્યા સ્ત્રી સાથે સંગ કરતા નથી,** જેઓ પિતૃનું (ફરોહરનું) પવિત્ર શ્રાદ્ધ કરે છે, જેઓ આતશને જાળવે છે, જેઓ યજ્ઞ (જશન) સિવાય માંસનો ઉપયોગ કરતા નથી, **જેઓની માસિક માંદગીવાળી સ્ત્રીઓ જમીન ઉપર બીસ્તરો કરી સુતી નથી, જેઓમાં વિવાહ તથા લગ્નની પવિત્રાઇ**

છે, જેઓમાં વર વિનાની સ્ત્રીઓ પવિત્ર ગણાતી નથી, જેઓના દરરોજ આવા આચારવિચારોને લીધે અમે પારસીઓ કહેવાઇએ છીએ." (શ્લોક દશમો).

**'પ્રસુતી બાદ ૪૦ દિવસ સુધી જેઓની સ્ત્રીઓ રાંધવા વગેરેનું કામ કરતી નથી, પણ મૌન ધરી પુરતી આસાયસ લે છે.** સૂર્યની આરાધનામાં તથા બંદગીની ક્રિયાઓમાં મશગુલ રહે છે. જેઓ હંમેશ પવન, આતશ, પૃથ્વી, પાણી, ચંદ્ર, સુરજ તથા બીજા યજદોને આરાધે છે, **જેઓની જાતમાં બેહદીનો હંમેશ સારી વર્તણુંકવાળા** છે, તે અમે પારસીઓ છીએ." (શ્લોક અગિયારમો).

સંસ્કૃત શ્લોકોના ઉપલા તરજુમામાં જે શબ્દો કાળા ટાઇપમાં છે તેનો અભ્યાસ કરતાં, તથા બીલડીઓ જેવી અનાર્ય કોમની સ્ત્રીઓની રહેણીકરણી તથા આચારવિચાર જોતાં, આપણા પારસી પુર્વજો, જેઓ પોતાની દીનઆઇન અને તેની રાહરસમોની જાળવણી માટે અતિ ચિવટ લાગણી ધરાવતા હતા, તેઓ તેવી સ્ત્રીઓ સાથે લગ્ન કરવાનો અને તેઓને પોતાની પત્ની બનાવી, પોતાનાં પવિત્ર માજદયસ્ની ઘરમાં દાખલ કરવાનો કોઇ કાળે બી વિચાર કરે નહિ. આ તો જાણીતી બીના છે, કે હાલમાં જે થોડા ગણત્રીના પારસીઓ યુરોપ્યન સાથ પરણ્યા છે તેઓનાં ઘરમાં મરણ કે બીજા પ્રસંગ વેળા થતી ક્રિયાઓ વખતે આ વીસમી સદીમાં વટીક પારસીઓની ધાર્મિક લાગણી તપાસીને તેવી સ્ત્રીઓને દૂર કરવામાં આવે છે, તો પછી ૧૩૦૦) વર્ષની વાત ઉપર ધાર્મિક આસ્થા માટે પોતાનું સર્વસ્વ ભોગ આપનારા પારસી વીરલાઓ પોતાના ઘરમાં પત્નીઓ તરીકે બીલડીઓ જેવી સ્ત્રીઓને લાવી, પોતાની તમામ પ્રકારની ધાર્મિક જીંદગીનો નાશ કરે, એ શું બનવાજોગ છે?

## છેવટના શબ્દો.

તમારા હેડમાસ્તરના જણાવવા મુજબ ૮૦૦) મરદો અને ૩૦૦) સ્ત્રીઓ આવ્યાં હોય, અને ૫૦૦) મરદોએ બીલડીઓ સાથ લગ્ન કરી પોતાની ઓલાદ વધારી હોય, તો હાલના પારસીઓ હિંદુસ્તાનની ૩૫) કરોડની વસ્તીમાં નીતિરીતિ સદ્ગુણો બુદ્ધિબળ વગેરેમાં જે અગ્રપદ ભોગવે છે તે કદીપણ ભોગવતા હતે નહિ. પારસીઓ આજે પણ પોતાનાં કેઆની "બ્લુ બ્લડ" માટે મગરૂરી ધરાવે છે, અને તેની સ્વચ્છતા જાળવી રાખવાને માટે જુદ્દીન લગ્ન સામે ભારે તિરસ્કાર ધરાવે છે, તો ૧૩૦૦) વર્ષ ઉપર ઇરાનથી આવેલા જરથોસ્તીઓ તે લાગણી કેટલા મજબુત પ્રમાણમાં ધરાવતા હતા, તેનો ખ્યાલ સહેજે થઇ શકે એમ છે. જંદીસદ મુજબ જેઓ જરથોસ્તી દીનની અશોઇની બારીક તરીકતો અને સફાઇ

સુધડાઇના ઉંચ નિયમોનું પાલણુ નહિ કરે, તેઓ સઘળા "દરવંદો" છે અને એ કારણે પારસીઓ જરથોસ્તીઓ સિવાય સઘળાઓને "દરવંદ" તરીકે આજે પણ ઓળખે છે, અને તેવા દરવંદોને આજથી માત્ર થોડાં વર્ષની વાત ઉપર પણ જરથોસ્તી ઘરોમાં વટીક દાખલ કરવામાં આવતા હતા નહિ. હિંદુસ્તાનમાં આવ્યા પછી પારસીઓએ આ પરાયા મુલકમાં ૧૩) સદી સુધી એક કોમ તરીકે પોતાની અલગ હસ્તી ટકાવી રાખી છે. તે જુદ્દીન લગ્નો સામે અટકાવ રાખવાથી બન્યું છે, એમાં જરાપણ શક નથી. જો પારસીઓએ જુદ્દીન લગ્નોને ઉત્તેજન આપ્યું હોત, તો હિંદુસ્તાનની પરકોમની કરોડોની વસતીમાં આપણી કોમની નાની સંખ્યા જોતાં પારસી વસતી ગરક થઇ જાત, અને આજે પારસી નામ પણ દુનિયાની સપાટી ઉપર રહેત નહિ.

લા. સેવક,

**એદલજી ફરામજી માદન.**

———:o:———

## જરથોશ્તી ધર્મની ખોલ કરનારી મંડળી સનમુખ જુની તવારીખોને લગતા સવાલો ઉપર જાણવાજોગ પ્રકાશ પાડતા ઉધરતા ધર્મ અભ્યાસી એર્વદ જમશેદ કાવસજી કાત્રક, બી. એ. નો મત.

જવાબ નં. ૧—ઇરાનથી હિંદ આવનાર જરથોસ્તી નરનારીઓ ધર્મની સાચી ધગશ, નીતિના ઉચ્ચ ધોરણુને ખાતર, ખચીતજ અત્રે આવ્યા હતા. તેનો પુરાવો અનેક લખાણોમાંથી મળે છે. જુઓ 'કિસ્સે સંજાણ,' સોળ સંસ્કૃત શ્લોકો, તથા ધર્મ તેમજ ક્રિયાઓની જાળવણી ખાતર તેઓએ અત્રે ભોગવેલી પુષ્કળ જેહમત તથા હાંદેસા.

જવાબ નં. ૨—નરનારીઓની સંખ્યા ચોક્કસ માલમ પડી નથી, પણ ઇરાનની કરોડોની જરથોસ્તી વસતી જોતાં ધારવા મેલે નાસી આવેલાઓની સંખ્યા કાંઇક વધારેજ હોવી જોઇએ. જો કે તેની આપણા પાસે શહાદત નથી.

જવાબ નં. ૩—અલબત જયારે કુટુંબ કબીલા સાથે આવ્યાં, ત્યારે અંદર બુઢ્ઢાઓ તેમજ બચ્ચાંઓ પણ હોવાંજ જોઇએ.

જવાબ નં. ૪—જેટલી બી સંખ્યામાં નરો આવેલા હોય તેઓ ઉપર જવાબ ૧)માં જણાવવા પ્રમાણે ઉંચ ધાર્મિક નીતિવાળા હોવાથી, શુરા, વીરા, ગોરા હોવાથી કેવળ ભીલડીઓજ સાથે લગ્ન કરે એ એક હડહડતું જુઠાણું છે. આ એક તદન અશક્ય, હસવાસરખી વાત છે.

જવાબ નં. ૫—હિંદુસ્તાન આવવા અગાઉ પારસીઓમાં જુદ્દીન લગ્ન કરવાનો રિવાજ હતોજ નહિ. ફક્ત એકજ બાયડી કરવાનો રિવાજ અને કાયદો હતો. જુઓ પહેલવી દીનકર્દ, માદીગાને હઝાર દાદેસ્તાન (મી૦ સોરાબ જ. બલસારા, એમ. એ. નો તરજુમો). ઇરાનથી અત્રે આવ્યા પછી જુદ્દીન લગ્નો કરવાનો કાયદો નથી. એ માટે યુરોપ્યન મુસાફરો ઘણી ચોકસાઇથી લખી ગયા છે. (જુઓ Excellence of Zoroastrianism.)

જવાબ નં. ૬—Race એટલે પ્રજા જો ગોરી ચામડી સાથે કાળી ચામડી ભળે, તો તેના કાળીજ ઓલાદ અવતરે એવું સાયન્સે પુરવાર કર્યું નથી. મીશ્ર લગ્નો થવાથી ફક્ત ચામડીમાંજ ફરક પડે છે એમ નથી, પણ ગુણ, ખવાસ, ખાસિયત વગેરેમાં ફરક પડે છે. ખુનની અસર તેમજ દુધની અસર છે. પણ હાલના પારસીઓમાં બીજોના જેવા ગુણો જણાતા નથી.

જવાબ નં. ૭—હિંદુ પ્રજા એક સંસ્કૃતી પામેલી પ્રજા છે. તેનો બ્રાહ્મણ વર્ગ શુદ્ધ આર્ય તરીકે આપણના આગમન વેળા ટકી રહ્યો હતો, તેમજ રજપુત પ્રજા પણ હતી.

જવાબ નં. ૮—હિંદુ, પારસી, યુરોપ્યન આર્ય કહેવાય છે. બુદ્ધિરતે આર્ય છે.

**તા. ક:**—મારી જાણ મુજબ પ્રોફેસર હોડીવાલાએ આવો મત કદી કેઠે કોઇ આગળ મોંઢેથી જણાવેલો યા લખાણમાં લખેલો જણાયો નથી.

વધુમાં હું મારા એક જુવાન આથ્રવન મિત્ર સાથે પ્રોફેસર શાપુરશાહ હોડીવાલાની મુલાકાતે તા૦ ૪-૧૨-૧૯૩૮ અને તા૦ ૯-૭-૧૯૩૯ ના દીવસો ઉપર ગયો હતો. તેવણની આગલ આ તકરારી બાબદ રજુ કરી તેમનો એ બાબે શો મત હતો તેની પુછપરછ કરી હતી. મને લખતાં ભારે ખુશાલી લાગે છે કે તેમણે આવું કોઇપણ શીક્ષણ બાહાઉદ્દીન કોલેજમાં આપવાનો સાફ ઇનકાર કર્યો હતો. અને પોતાના નામ સાથે લેવાયલી આવી છૂટ માટે સખત અણગમો જાહેર કરી ખાત્રી આપી હતી કે આ એક ખોટો ફતવો હતો, અને તે કોઇબી રીતે ટકી શકે એમ નથી. વળી તેવણે જણાવ્યું કે એવી બાબદમાં મુંગો તીરસ્કાર બતાવવો વધુ ઇચ્છવાજોગ છે. પ્રીન્સીપલ હોડીવાલાએ સેવટે હમોને કહ્યું કે આ બાબદ વિષે તમારે ખાત્રી કરવી હોય તો મારી છપાયલી કેટાબો તપાસી લેવી કે જેમાં કેઠેપણ આવી કશીબી બાના મેં જણાવી નથી.

લી૦

જમશેદ કાવસજી કાતરક.

—:•:—

## જુના જમાનાની તવારીખોના અન્ય લેખો અને ઇતિહાસીક બાબદો વિધવિધ પત્રોમાં ચાલુ પ્રગટ કરનાર અભ્યાસી મી. શાવક એચ. ઝાબવાલા, એમ. એલ. એ. નો મત.

ખાર, મુબઇ,

તા૦ ૨૪-૫-૧૯૩૯.

**મહેરબાન ભાઇઓ,**

આપે પૂછેલા અનેક સવાલો ધણા વિદ્વતાભર્યા અને ફિલસુફીભર્યા છે. એને માટે કશી પણ ગવાહી કે શહાદત મળતી નથી. "કિસ્સ-એ-સંજાન" જેવી કેતાબો-માંથી કાંઇ છુટાં છવાયાં લખાણો મળે છે, પણ તે આધાર વિનાના. હા, પ્રોફેસર હોડીવાલા મારા ખાસ મિત્ર હતા; પણ તેમની થીઅરીઓ જેઓ ઉંડા અભ્યાસમાં ઉતરી માજદયસ્નની રોશનીથી જોઇ શકે તેઓ માટેજ હતી. તે થીઅરીઓ સાધારણ માણસો આગળ સાધારણ થઇ પડે, અને બાજે વખતે તેનો દુરોપયોગ થઇ પડે છે.

આપણે થોડા આવ્યા અને ધણા થયા તેનું કારણ પરજ્ઞાતિઓ સાથે સંભોગ કીધો એમ કહેવું એ સત્યથી વેગળું છે. તે તો માજદયસ્ની રોશ્નીનો આતશ આપણાં જીગરમાં પ્રજવળ થતો હતો કે જેનાં જોરથી આપણામાં ને આપણામાંજ વધારો થયો હતો તેને લગતું કારણ હતું. તેમ વળી જેમ દરેક વર્ણમાં બને છે તેમ પારસીઓએ બીજી જ્ઞાતિઓ સાથે સંભોગ કીધો પણ હોય તે બી ના પડી શકાય એમ નથી. પણ તે માત્ર મનોવારના પુરી પાડવા હતું અને નહિ કે પારસી ટોળો વધારવા.

આ સઘળો સવાલ જેને અંગ્રેજીમાં Ethnology કહે છે તેની સાથે જોડાયલો છે. તે માટે સાધારણ શીખતા વિદ્યાર્થીઓ આગળ એવું શિક્ષકે બોલવું એ ભારે જોખમકર્તા છે, કારણ કે તે માટેની ફિલસુફી તેમજ શાસ્ત્રથી સમજાવટ નથી માસ્તર કને કે નથી વિદ્યાર્થીઓ કને; આથી ગેરસમજુતી થઇ આડે માર્ગે ઉતરવાનો ભય પેદા થાય છે.

આપના સવાલો વિદ્વાતાભર્યા છે, અને તે થોડાજ સમજુઓ માટે હોવા જોઇએ. મજકુર માસ્તર સાહેબે તેમને સાધારણ વિદ્યાર્થીઓ આગળ ભચડી મારી તેમનું ગૌરવ ઓછું કરી નાંખ્યું છે, અને જેમાંથી ઉંડા ખ્યાલનો સુવાસ નિકળવો જોઇતો હતો ત્યાંથી તેમણે દુર્ગંધને ગતિ આપી છે. મૂળ તત્વનો દરજ્જો ઉતારી પાડી વિદ્યાર્થીઓ આડે રસ્તે સમજી જાય એવો ભય તેમણે ઉત્પન્ન કીધો છે.

લા. સેવક,

**એસ. એચ. ઝાબવાલા.**

# જરથોશ્તી ધર્મ-પુસ્તકોનો હમેશનુમની નજરે અભ્યાસ કરી, ધાર્મીક ફીલસુફીઓનાં વિધવિધ વિષયો ઉપર પુસ્તકો પ્રગટ કરનાર ડૉ. ફરામરોજ સોરાબજી ચીનીવાલા, એલ. એમ. એન્ડ એસ. નો અભિપ્રાય.



મહેરબાન શેઠો,

આપણા પ્રશ્નો વાંચ્યા છે. પારસી હિંદમાં કયારે આવ્યા? કેટલી સંખ્યામાં આવ્યા? ઇરાનમાં એવો કયો પ્રસંગ થયો કે જેથી તેઓ ઇરાની શહેનશાહતના પડવા પછી સો વર્ષે આવ્યા? આવી બધી બાબતો એટલી તો અંધકારમાં છે કે તે વિષેની એકબી ભુરદાંન કેઠેબી મળતી નથી.

કિસ્સે સંજાનની વિગત સિવાય બીજો એકબી લેખીત પાયો તે બધાને માટે નથી. એમ છે માટે આજે કેટલાકો એમ ધારવા લલચાય છે કે ઇરાની શહેનશાહતના વખતથીજ પારસીઓ હિંદમાં હશે વિગેરે. એવી વસ્તુસ્થિતી છે. તેટલીબી જો કોઇને ખબર નહિ હોય અને પછી તમોએ કહ્યું છે તેવું બોલે તો તે માણસ નરમ શબ્દોમાં બોલીએ તો તદનજ બેખબર ગણાય, યા તેના બોલવામાં કંઇ છુપી સ્વાર્થિ મતલબ કોઇને ખોટી રીતે તાણો મારીને તેનું તેમ બીજાનું દીલ દુ:ખવવાની હોય.

પારસીઓ હિંદમાં આવ્યા, ઇરાનથી આવ્યા, યજદેગર્દના પડયા પછી સો વર્ષે આવ્યા, એ બાબત જે કિસ્સે સંજાનમાં છે તે સત્ય છે, એમ અમો લોકોને માનવાને કારણ છે.

તેઓ મહા બુદ્ધિશાળી હતા, એટલુંજ નહિ પણ તેઓ ૩૩ કરોડની તે વખતની મઝદયરની દુન્યામાં એક સમાજના હતા.

તેઓ અગાઉથીજ પુરેપુરો બંદોબસ્ત કરી, પુરી સામગ્રી લઇ, પોતાની વસ્તી-વારી સાથે પુરી તૈયારીથી આવેલા હતા. તેઓના આવવાની નોંધ કિસ્સે સંજાન વગર બીજે કસેથી મલતી નથી. છતાંબી આમ માનવાનાં કારણો અને સાધનોને પુરો ટેકો છે કેમકે એવી પુરી સામગ્રી વગર આવેલા લોકો ૧૩૦૦ વર્ષો લગી પોતાની અસલ જેવી હાલતમાં ટકી શકેજ નહિ. સામગ્રીમાં કચાસ હોય તો હિંદના ૩૩ કરોડ લોકોના દરીઆવમાં મર્જ થઇ જાય. અહિંઆ પુરતી સામગ્રી કહી છે તેમાં સીરફ દુન્યાદારીની સામગ્રીની તેહકીક નથી પણ દીન બાબે સજ થઇ, દીનને લગતી યસ્નની સામગ્રી ધરાવવાનો અર્થ છે. પુરી સામગ્રીમાં કુટુંબ કબીલાની પુર્ણ હાલત રાખીને દીનના મોતેબર કાયદા પ્રમાણેનો અર્થ છે.

હિંદમાં અસલવારેથી જરથોશ્તી શહાનશાહતના પુરાણા જમાનાથી પારસીઓ વસતા હતા એ વાત ઇતિહાસીક છે. પણ ઇરાની શહેનશાહત પડવા પછીથી થોડે થોડે વખતે ઇરાન દેશમાંથી અનેક દેશગમનો થઇ રહેલાં હતાં તેની ઇતિહાસીક નોંધ અરબી સાહિત્યમાંથી રશીઅન સાવાંઓએ શોધી કાઢી છે જેમાંની બે નોંધો એશીઆટીક જરનલમાંથી આપણા વિદ્વાન ભાઇ સર કોયાજીએ સાંજ-વર્તમાન અંકમાં આપી છે. ત્યાં એવાં અનેક દેશ ગમનોમાં કિસ્સે-સંજાનનું દેશ ગમન હોય એમ આજે મનાય. તે બધાં દેશ ગમનો કુટુંબ કબીલા સાથનાં અને સામગ્રી સાથનાં હતાં. એમ ત્યારે કિસ્સે સંજાનની વાત માનવામાં ઇતિ-હાસની સુચના છે. તેમ ૧૩૦૦ વર્ષ લગી પારસીઓ અસલ ઇરાની જરથોશ્તી માઝદયસ્ની ખાસીઅતો સાથના જોકે ઘણા (Degenerated) થએલા રહેલા છે અને ચોક્કસ ઉમદા સ્વભાવો બતાવી રહે છે. એવી પ્રજાઓની ખાસીઅતનું પ્રદરશન થવાની વિગતબી તે માન્યતાને ટેકો આપે છે.

જયારે પારસીઓનાં દેશ ગમન થવાની જાહેર નોંધ દુન્યાના કોઇબી ઇતિહાસમાં હોય નહિ, જયારે દુન્યાના વિદ્વાનોમાં વસવસો હોય કે ખરેખરજ પારસીઓ અસલથીજ હિંદમાં છે અને કાંઇ દેશ ગમન કરી યઝદેગર્દ પછી નહિ આવ્યા હોય, જયારે એવી વસ્તુસ્થિતી હોય, ત્યારે પેલા સવાલો કે તેઓ કેટલા હતા? કેટલાં બઇરાં? કેટલા માટીડા? કેટલા છોકરાં-કેટલા કુમારા? કેટલા પરણેલાં હતાં? એવા સવાલોની ત્યાં જગાજ કયાં રહી? એવા સવાલોને પુછવા એ પારસીની અંદરની ચાલતી ચળવળોની અજ્ઞાનતા બતાવવા જેવું છે કેમકે પારસીઓના દેશ ગમન વિષે, અનેક વખતે અનેક લખાઇ રહેલું છે. જેમાં એજ તાત્પર્ય કે કયારે આવ્યા તેની કોઇનેબી ખબર નથી. પણ તેઓ દીનને ખાતર આવેલા, માટે પુરા સત્યવાન હતા, નઇતીક, સાચા દીનના ફર્માન મુજબ ચાલનારા, હવસોને બાંધનારા પારસી મર્દો હતા અને ભવિષ્યની પારસી પ્રજાને ઉપયોગી થવાની દુર ઉમેદને રાખીનેજ આવેલા હતા. કંઇ પૈસા ટકાને માટે ભૂખના વાખાના મારેલા આવેલા હતા નહિ. કેમકે ઉપર કહેલાં અનેક દેશ ગમનો જેઓ પુરી સામગ્રી સાથ થએલાં તે બધાંઓ આજે રહ્યાં નથી. હિંદમાં દખ્ખણમાં, તેમ ઉત્તર કેશમીરમાં, તેમ દક્ષિણ પુર્વ યુરોપ અને ચાઇનીઝ તારતરી તરફનાં દેશ ગમનો વિગેરે આજે મનાય છે પણ તે બધાંઓ આજે રહ્યાં નથી. પણ સીરફ પારસી પ્રજાજ રહી છે એજ બતાવે છે કે આપણા બુઝર્ગવાર વડવાઓ જાહેર સામગ્રી ઉપરાંત દીની સામગ્રીથી ઉપર કહેલા ભવિષ્યમાં અસલ પ્રજાનો પાયો રાખવાની ઉમદા નેમથી આવેલા માટેજ દીની યસ્નની બરકતોને લીધેજ આજે રહી શકેલા છે. ઘણા હાંડેસા પડેલા હોવા જોઇએ કેમકે ગમે તેવી થોડી

સંખ્યા હતે તોબી પ્રજાઓની સંખ્યાના વધવાના હિસાબ પ્રમાણે લખોથી ૧૩૦૦ વર્ષમાં વધવા જોઇએ પણ તેને બદલે ફક્ત લાખ જેટલાજ છે. એજ કહે છે કે પારસીઓ ઉપર હાંડેસા પડેલા હશેજ. અને તેઓ પર–ઓરતથી દુરજ રહ્યા હશેજ. નહિ તો તેઓ હાંડેસા છતાંબી સંખ્યામાં ઘણુાજ વધી જઇ શકતે.

આવા આવા અનુમાનો સિવાય આપણા વડવાઓના આવવા માટેનાં બીજાં જાણુવાનાં સાધનોજ રહ્યા નથી. પારસી શબ્દની વ્યાખ્યા સીરફ પારસ પ્રાંતના રહેવાસી તરીકે–થઇને અટકતી નથી. પણ તેમાં હવસોને મારવાની લાયકાત મેળવવાનો અર્થ છે જે અર્થ પારસી મર્દ શબ્દમાં રહેલો છે.

પારસ દેશની કદીમમાં કદીમ મદ્રેસાના મહા પુન્યશાળી તેઓ હતા તેઓને માટે એમ શીખવવું કે તેઓએ ભીલડીઓ સાથે લગ્ન કર્યા એ આખી પારસી કોમનું લાએબલ છે. એવાં અનેક લાએબલો આજે થઇ રહ્યા છે, તેઓમાંનું આ એક છે. પારસી પ્રજા એવાં લાએબલોને આડી નજરે જોતી નથી એજ તેઓનો ઉમરાવ સ્વભાવ, ઉંચી મનોવૃતી અને ઇરાની ખમીર દેખાડે છે. તેમાંથીજ પારસીઓ ભીલડીને પરણેલા નહિ તેની સત્યતા જણાઇ આવે છે. ભલે ને અપવાદ હોય.

આ બધા ૨, ૩, ૪, સવાલો તદન જવાબ આપવા માટે અશક્ય છે! પાંચમો સવાલ જુદ્દીન લગ્નો માટેનો છે. એ સવાલ પારસી કોમમાં ઘણો ચરવાયો છે અને તેને ઓર ચરવાવીને વખત બરબાદ કરવામાં કંઇબી અર્થજ નથી, પણ આટલી નોંધ બસ થશે કે આજે પારસીઓ કંઇ પ્રજા તરીકે રહ્યા નથી પણ તેઓ એક નાની કોમ તરીકે રહ્યા છે.

અસલ પારસી પ્રજાઓમાં લગભગ ૧૦૦૦ જેટલા વર્ગો હશે; તેઓના પેટા વર્ગો હશે એમ ગ્રીક લોકોના ઇતિહાસ ઉપરથી માલમ પડે છે પણ તેઓની મહા પુન્યશાળી ભવ્ય અનજુમન હતી, તેઓના મહાન કાયદાઓ હતા, તેઓના માથાંઓ ઉપર શહેનશાહતના અનેક ચઢતા ઉતરતા તબક્કાના મોટા ઉમરાવ વર્ગો દીન દસ્તુરો વિગેરે હતા, તે બધા કાયદાઓને ચલાવવાની તે જમાનાની કોરટો હતી. એ તેહકીક માતીકાંન નામની પહેલ્વી ચોપડીમાંથી માલમ પડે છે. આવા બધા કાયદાઓમાં લગ્ન કરવા માટેના કાયદા શું? કયા? અને કેવા હશે? તે બધું જો આજે કંઇબી પ્રકાશમાં રહેવા પામ્યું હતે તો આ જુદદીન લગ્ન બાબેનો કંઇક ઝાંખો ખ્યાલ રહેતે, પણ પારસીઓએ એક કોમ તરીકે કંઇ જુદદીન લગ્નને ઉત્તેજન આપ્યું નથી એ વાત સત્ય છે. પણ પારસી પ્રજામાં શું હોય? એ વાત નોખી છે. પારસી કદીમ કાયદાઓના અધીકારની છે. તે અધીકારને ફેરવનાર અધીકારીઓની છે, જેને પારસી જેવી નાની કોમને લાગુ પાડી શકાય નહિ. પારસીઓ પોતાની કોમને

પારસી તરીકે રાખવાજ પર–ઓરત સાથે લગ્ન કરવા ના કહે છે એજ બતાવે છે કે પારસીઓમાં પર–ઓરતને પરણવાને તિરસ્કારજ છે.

જો આજના ૧૩૦૦ વર્ષ લગીના દુરની નસલના પારસીઓમાં પર–ઓરતને પરણવાને આટલો તિરસ્કાર હોય તો તે ઇરાનથી તુરતજ આવેલા પારસીઓમાં એ વિચાર આસ્માન અને જમીન જેટલા દુરજ હોય એમ કોઇબી સાદી અક્કલે વિચારી શકે.

પારસીઓની શહેનશાહતની નકલ પશ્ચિમની દુન્યાએ કીધી છે તેમાં પારસી કાયદાની નકલબી થઇ છે એવી હકીકત તમો લોકોમાં જાણવી હોય તો તમો સાહેબો આપણી કોમના પહેલ્વીના વિદ્વાન મી૦ સોહરાબ બલસારાએ જાહેર કરેલી માતીકાંન નામની ચોપડી વાંચીને તમો પોતપોતાના ખ્યાલ બાંધી લેશો.

પણ એમ કહેવું કે અસલ પારસીઓ જેઓ અહિંયાં આવ્યા તેઓ બૈરાં વગર આવ્યા અને બીલડીને પરણ્યા તે અધમમાં અધમ જુઠું છે. આજે એક જાનવરબી પોતાની વસ્તીને મુકીને નહાસતું નથી તો ઇરાની શહેનશાહતના પડયા પછીનાં સો વર્ષ કે જ્યારે બધું શાંત હતું અને નવી શહેનશાહતના રાજ્યઅમલ તરફ જરથોસ્તીઓ ફેલાયલા હતા જ્યારે તુરતાતુરતની નહાસભાગ જેવું કશું હતુંજ નહિ, તેવે વખતે પારસી જરથોસ્તી જેઓ જરથોસ્તી દીનને પોતાની ઓલાદને આપવા માટેજ, જરથોસ્તી તરીકે રહેલા તેઓમાંના કેટલાકો ખુદ દીનને જાળવવા એટલે પોતાની ઓલાદને તે દીન સપુરદ કરવા હિન્દમાં આવે તો તેઓ વસ્તીને પાછળ મુકીને ચાલી આવે એ માન્યતા કેમજ ઉભી થાય.

તો પછી પારસી મર્દો જેઓ હર–જમાંનમાં દીલ આઝાદ એટલે સાચા નીખાલેશ અને દીલકુશાદ કંઇબી ઢોંગ વગરના હતા તેઓને કેમજ રૂચે? જે માણસને બૈરાં–છોકરાની પોતાની ઓલાદની કદર નહિ હોય તેને દીનની કદર રહેજ નહિ. તો પછી તેને નહાસવાની શું જરૂર છે? કાં નહિ મુસલમાન થઇ રહે? પણ જો દીનને ખાતર નાહસે તો તે દીન ઓલાદને મળે માટે નાહસે. ત્યારે ઓલાદને શા માટે ત્યાં મુકી આવે?

સવાલ ૬ થો—પ્રજાઓ તેઓની ઓલાદો તેઓની (Race-cult) વિગેરે વિગેરે સવાલો વિદ્યાના છે. (Race-cult) એટલે પ્રજામાંની દેખાતી માન્યતાઓ દીનોની અંદરથી ઉતરે છે. પારસીઓમાં જો અસલ (Race-cult) હતે નહિ તો પારકા લોકો સાથે બેઅંદાજ ભલઇ જવાથી ૧૩૦૦ વર્ષ લગી તે અસલ દીન અને તેના (Cult) સાથે આજે રહી શકાતે નહિ. આ (Race-cult) અને બહારના દેખાવોના સંબંધની બાબતો વિદ્યાને લગતા અનુભવ ઉપર રચાએલી

છે. જેને કોઇ આજે બરાબર જાણતું બી નથી અને જેનો જવાબ કોઇ ટુંકમાં આપી શકે બી નહિ.

એટલુંજ કહી શકાય કે એ પ્રજાનો સિક્કો ઘડીઘડી કાંઇક પ્રમાણમાં બહારની વાસ્નાને લીધે અને પોતાના અસલ રીતરિવાજ ઇતિહાસ વિગેરેથી બેખબર રહેવાને લીધે બદલાયા કરે. એમ તો ખુદ ઇરાનમાં આપણા જરતોશ્તી અને ખુદ ત્યાંના મુસલમાન ઇરાનીઓ વચ્ચે મોટો ફરક દેખાય છે. બેઉ એકની એક પ્રજા છે. ધર્મ જોકે જુદા છે. વળી ખુદ ઇરાનમાંબી પારસી જેવા કેટલાક કાળી વર્ણનાં છે. તેઓ ત્યારે બીલડીઓને કયાં પરણવા ગએલા? કુંઇબી સહાદત વગરની ચીજને જ્યારે મનાય નહિ, જ્યારે તેને બીજા પાસે બોલાય નહિ, તો પછી છોકરાઓની આગળ તો કેમજ શિખવી શકાય? હીરોડોટસ, ટીશીઅશ, ઝેનોફોન, વિગેરે જુનાં ગ્રીક અને બીજા રૂમી લેખકો ઇ. સ. પુર્વમાં પારસી પ્રજાની જે ખુબીઓ વિષે બોલી ગયા છે તેવી ખુબીઓ તો આજે ઘણે મોટે ભાગે પારસીઓમાં દેખાય છે. એવાં એવાં બીજાં અનેક કારણોથી આજે સિદ્ધ થઇ શકે છે કે પારસી લોહી બીજી બધી પ્રજાની સરખામણીએ ઘણુંજ શુદ્ધ એટલે પોતાનાં નેયાગાંનો જેવુંજ છે.

લી० ફ. સો. ચીનીવાલા.

———:o:———

## મુંબઇની સર જમશેદજી જીજીભાઇ જરથોશ્તી મદ્રેસાના અવસ્તા-પહેલવીના શિક્ષક મી० ખુદાબક્ષ એદલજી પુનેગર, બી.એ.નો મત.

૬૪૬, ગીરગામ રોડ,
મુંબઇ નં० ૨,
તા० ૪ થી એપ્રીલ, ૧૯૩૯.

મોબેદ સાહેબ જમશેદજી પીરોજશા તથા બીજા સાહેબો જોગ.

મહેરબાન સાહેબો,

શ્રી અંકલેશ્વર ખાતેની એક હાઇ સ્કુલના હેડ માસ્તરે આપણા બાપદાદાઓના સંબંધમાં જે લાગણી દુખવનારા વિચારો પોતાની નિશાળના કુમળાં છોકરાઓના મનમાં ઉતાર્યા છે, તેના સંબંધમાં ફરિયાદ કરનારો અને તેને લગતા કેટલાંક પ્રશ્નો પુછાવનારો પત્ર મળ્યો છે, તેના જવાબમાં નીચે મુજબ લખી જણાવવાની રજા લઉં છુંજી:—

ખરેજ દલગીરીભર્યું તેટલુંજ ઠપકાને પાત્ર એ લેખાવું જોઇએ, કે એક

હાઇ-સ્કૂલના હેડ માસ્તર પોતાની જોખમદારીનો ખ્યાલ ન કરતાં, ઉધરતાં બાળકો કે જેમને કેળવવાનું અને નહિ કે ફુલકાવવાનું કામ તેમને સોંપવામાં આવ્યું છે, તેઓના મન પર તેમના બાપદાદાઓની નાલેસી કરનારા વિચારો ઠેસવવામાં પોતાની વડા શિક્ષક તરીકેની ફરજ સમાયલી લેખે છે. જે બાબત એ વડા શિક્ષકે હાથ ધરી તે ઉપર નક્કિપણે કશો અભિપ્રાય આપવાની હાલતમાં આપણે નથી ત્યારે તે બાબત પર ઉધરતાં બાળકોના મનમાં ઝેરી વિચારો દાખલ કરવામાં એ વડા શિક્ષકે મોટી ઠપકાને પાત્ર ભૂલ કરેલી જણાય છે.

ઉધરતાં બાળકોને નિતિને રસ્તે કેળવવાની જરૂર દરેક નિશાળે સ્વિકારવી જોઇએ છે, તેને બદલે તેમનાં કુમળાં મગજમાં ધર્મને લાંછન લગાડનારા અને કોમને હીણું લગાડનારા વિચારો આમેજ કરવામાં આવે, તો તે વાજબી ઠરાવી શકાયજ નહિ.

પારસી કોમના બાપદાદાઓએ પોતાના ધર્મની જાળવણી અર્થે પોતાનો દેશ અને માતૃભૂમિ છોડી, પોતાની માલમિલ્કત સર્વેને તીલાંજલી આપી, અનેક મુસીબતો વેઠી એક પરાયા મુલકમાં આવી વાસો કર્યો, તો તેજ ધાર્મિક લાગણીવાલા બાપદાદાઓ પોતાના સંસારને છિન્નભિન્ન કરનારી જુદ્દીન લગ્નની મોહીનીમાં ફસી પડે એ માનવુંજ ખોટું છે. વળી તેઓ હવસના ખ્યાલથી એવી જુદ્દીન ઓરતો સાથ લગ્ન કરવા તરફ પ્રેરાયા હોય, તો શું તેઓને ઉંચ કુળની ઓરતો ન મળતે, કે તેઓ દુબલીઓ સાથ સંસાર માંડી બેસને. હાડિસાના માર્યા ધર્મ અને સંસારની જાળવણી અર્થે જયારે તે બાપદાદાઓએ પર-મુલકમાં આવી આસરો લીધો, ત્યારે શું તેઓમાંના મરદો અહિંયા ચાલી આવ્યા અને પોતાના કુટુંબની અને કોમની બાનુઓને ઇરાનમાં રખડતી રહેવા દીધી હશે, યા શું તે વખતે મરદોની સંખ્યા મોટી અને બાનુઓની સંખ્યા અતિ નાની હશે, કે અહિંયા આવનારા જેમ જણાવવામાં આવે છે તેમ ૧૧૦૦ માંથી ૮૦૦ પુરૂષો અને ૩૦૦ સ્ત્રીઓ હતી! એ બાબે કશું પણ નક્કીપણે જણાવી શકાય એમ નથી. આપણા પૂર્વજો અત્રે આવ્યા તે વખતની તવારીખમાં હેરફેર વર્ણન મલતાં જણાય છે, તો તેવી અધકાચી વિગતો ઉપરથી નક્કી અનુમાન કાઢી, ઉધરતાં કુમળાં બચ્ચાંઓનાં જીગર અને મન પર અધર્મી અને અવિવેકી વિચારો ઠસાવવાથી દરેક સાચો ગૃહસ્થ બાઝ આવ્યા વિના રહેજ નહિ.

આપના સવાલોને સંબોધીને મારા વિચાર નીચે મુજબ રજુ કરવાની રજા લઉં છુંજી:—

પ્રશ્ન ૧ લો:—અલબત્તાં, ઇરાનમાં ધર્મ અને સંસારની જાળવણી ન થવાના સબબે આપણા નીઆગાંનો પોતાનો જન્મદેશ છોડી અત્રે આવ્યાં હતા.

પ્રશ્ન ૨ જો :- આપણા બાપદાદાઓ અત્રે આવ્યા, ત્યારે તેમની સંખ્યા અને તેમાં પુરૂષો તથા ઓરતોની સંખ્યા કેટલી હતી તે નક્કીપણે કહી શકાય એમ નથીજી.

પ્રશ્ન ૩ જો :—જ્યારે આપણા નીઆગાંનો અત્રે આવ્યા, ત્યારે પોતાનાં બૈરી-છોકરાંઓને ત્યાં છોડીને આવ્યા હતા એમ કહેવું વાજબી ઠરાવી શકાય નહિ. તેઓ એટલા હીચમારા ન હતા, કે પોતાનાં વ્હાલાં બૈરી છોકરાંઓને ત્યાંના જુલમગારોને સોંપી પોતે એકલા અત્રે ચાલ્યા આવે, એટલે અત્રે આવનારાઓમાં નાનાં મોટાં સર્વે હોવાંજ જોઇએ.

પ્રશ્ન ૪ થો :—જ્યારે ધર્મ અને સંસારની જાળવણી અર્થે આપણાં પૂર્વજો અત્રે આવ્યા, ત્યારે તે ધર્મ અને તે સંસારની ખોરવણી કરનારાં જુદ્દીન લગ્નો તેઓ કદી પણ કરવાને લલચાયા હોય એમ માની શકાતું નથી, અને તેબી દુબગીઓ સાથ જોડાવામાં તેમને કશું ખોટું લાગ્યું નહિ એમ માનવું વટીક તેમની નાલેસી કરવા સમાન થઇ પડે એમ છે.

પ્રશ્ન ૫ મો :—જરથોશ્તી ધર્મમાં કે પારસી સંસારમાં જુદદીન લગ્નો કરવા માટે કદી પણ છૂટ આપવામાં આવી નથી, એટલે એવા લગ્નો કરવાનો રિવાજ હોઇ શકેજ નહિ.

પ્રશ્ન ૬ ઠો :—"Race" એટલે "ઓલાદ." સામાન્ય રીતે ગોરી પ્રજાના બાળકો સફેદ ચામડીવાળા હોય તેમાં નવાઇ નથી, જો કે તેમનામાં પણ ઘણાક સામગી અને કાળી ચામડીવાળા પણ હોય છે, અને તે "કુદરતના ફાંટા" કહેવાય. સાધારણ રીતે એમ કહેવામાં આવે છે, કે વર્ણશંકર લગ્નોથી હલકી વર્ણના બાપ યા માતા લક્ષણો ઓલાદમાં ઉતરે છે, અને તેને ચામડીના રંગ સાથ ખાસ સંબંધ હોય એમ દીસતું નથી.

પ્રશ્ન ૭ મો :—આ સવાલનો જવાબ વાળવાની હું જરૂર જોતો નથી, કારણ કે તે વખતની પ્રજાઓ આર્ય અને અનાર્ય એકમેક સાથના સંબંધમાં આવી પણ હોય અને તેના પરિણામમાં તેઓ વચ્ચે લગ્નો થવા પામ્યાં પણ હોય, પણ તે તેમના ધર્મો અને સંસારની નજરે વાજબી ઠરાવી શકાયાં હોય યા નહિ, તે નક્કી કરવું મુશ્કેલ છે.

પ્રશ્ન ૮ મો :—આપણા મહાન અશો પેગામ્બર સાહેબે જન્મ લીધો તે વેળાની પ્રજાને આર્ય તરીકે લેખવામાં આવે છે. હિંદુ સાહિત્યમાં એ "આર્ય" શબ્દ મળે છે તે આપણા 'અઇર્ય'ને મળતો છે, કે જે ઉપરથી 'અઇર્યન' ઇરાન અને 'અઇર્યન વએજો' ઇરાનવેજ નિકળ્યા છે. તે આર્ય પ્રજા

જરથુશ્ત્ર સાહેબના આવવા પછી બે ભાગમાં પાછળથી વહેંચાઇ ગઇ અને તે બન્ને હિંદુ તથા ઇરાની પ્રજાઓ સામાન્ય રીતે આર્ય તરીકે ચાલુ રહી, એમ લેખી શકાય.

લા. સેવક,

ખોદાબક્ષ એદલજી પુનેગર.

———:o:———

## જુના જમાનાની તવારીખો ઉપર અજવાળું ફેંકનારા લેખોથી જાણીતા થયલા ઉધરતા અવસ્તા-પહેલવી અને સંસ્કૃત સ્કૉલર મી૦ જાલ પેસતનજી બરડી, એમ. એ. નો મત.

પીટીટ પારસી ઓરફનેજ,
લાલબાગ, પરેલ, મુંબઇ.

મહેરબાન સાહેબો,

આપે જે બાબતસર અભિપ્રાયો માંગ્યા છે, તથા જે બાબત ઉપરથી અભિપ્રાયો માંગવાનું કારણ મળ્યું છે તે જોતાં માલમ પડે છે, કે અંકલેશ્વરની હાઇ સ્કુલના હેડ-માસ્તર સાહેબે અવિવેકી અને પારસીઓને ખોટું લગાડનારૂં પગલું ભર્યું છે.

પારસી જરથોશ્તીઓને તેમના બાપદાદા તરફથી વારસામાં ઉંચામાં ઉંચું ચારિત્ર મળ્યું છે એમાં કાંઇ શક નથી. જ્યાં પારસીઓ ગયા છે ત્યાં તેઓ પોતાની નેકી, નીતિ અને ચારિત્ર પુરતા પ્રમાણમાં જાળવી રહ્યા છે. ઇતિહાસના અને મુસાફરીના દરેક પુસ્તકોમાંથી આ બાબતસર પુરાવાઓ મળે છે, અને પરદેશી લખનારાઓ શું કે આપણા દેશના લખનારાઓ, ઇતિહાસકારો, મુસાફરીનું વર્ણન લખનારાઓ ગમે તે કહો તે લોકો પારસી રીતભાત, પારસી નીતિ, નેકી અને પારસી ચારિત્રને માટે પોતાનાં પુસ્તકોમાં ગજબજા તારીફ કરી ગયા છે. એટલુંજ નહિ, પણ મેં મારી ઇતિહાસની શોધખોળ દરમિયાન જોયું છે, કે યુરોપ્યનો જ્યારે પહેલવહેલા હિંદમાં આવ્યા, અને જ્યારે તે લોકો સુરત, ભરૂચ, ખંભાત, દીવ વગેરે ઇતિહાસીક સ્થળોના પારસીઓના સમાગમમાં આવ્યા, ત્યારે તે લોકોએ પોતાના દેશમાં રહેનારા પોતાના વડાઓની ઉપર કાગળો લખ્યાં, તે કાગળોમાં પારસીઓના ઉંચા સદ્દગુણ અને નેકીની તેમજ મીલનસાર સ્વભાવ અને ઉંચા પ્રમાણિકપણાની બારોબાર તારીફ કરી છે. આવાં કાગળોને Factory Dairies અથવા Factory Records કહે છે, અને તે બધાં આજે પણ Record

Offices ની અંદર મોજુદ છે. વધુ માટે Cambay and Surat Factory Records અને Mathwold letters to the Directors of the E. I. Company અને Ovington Voyage to Surat નામની ચોપડીઓ અને Records નો હવાલો વાંચક વર્ગને આપું છું.

હવે આપ સાહેબોના પ્રશ્ન ઉપર આવું છું.

પ્રશ્ન ૧ લા નાં જવાબમાં જણાવવાનું કે, જે પણ નરનારીઓ ઇરાનથી આવ્યાં તેઓ ધર્મની ભારે ધગશ લઇનેજ આવ્યાં હતા. આ બાબતસર તો યુરોપના વિદ્વાનોની અને આપણા વિદ્વાનોની ચોપડીઓ પુરતા પુરાવા આપે છે. ધર્મને લીધે અને નીતિનાં ઉંચા ધોરણને લીધે તો પારસીઓએ પોતાનો વહાલો દેશ છોડયો હતો, એમ કોણ ના કહી શકે?

પ્રશ્ન ૨ જાના જવાબમાં જણાવવાનું કે, આ સવાલનો નિર્ણય કરવો લગાર મુશ્કેલ છે. નરનારીઓની સંખ્યા કેટલી હતી એ મેળવવાનું કામ અઘરૂં છે અને તકરારી તો છે, પણ ઇતિહાસ ઉપરથી એમ માલમ પડયું છે, કે ઇરાનથી જુદા જુદા ટોળા (group) માં ઇરાની નર, નારી અને બાળકો આવ્યાં હતાં, અને તેઓ વહાણો ભરાઇ ભરાઇને આવ્યા હતાં, અને સંખ્યા બેશક ઘણી વધારે હતી. આપ સાહેબોએ લખી તેટલી નાની તો નહિજ.

પ્રશ્ન ૩ જાનો જવાબ:—ઉપર કહ્યું તે પ્રમાણે નર, નારી અને બાળકો એમ હતાં અને તેમાં નાનાં, જુવાન, પૌઢ અને ઘરડાં સર્વેજ હોવાં જોઇએ. કાંઇ જુવાનીઆઓ નાસી આવે, અને માબાપ, ઘરડાં અને બાળકોને તે દેશમાં સંકટમાં નાંખી આવે એમ અસલી નેકી, નીતિવાન ઇરાની પ્રજા તરફથી આપણે એવી આશા ન રાખી શકયે.

પ્રશ્ન ૪ થા નો જવાબ:—ભીલડી અને દુબળીઓ સાથે મળી જવાની અને લગ્ન કરવાની વાત તદ્દન નાપાયદાર અને ગલત માલમ પડે છે. મારાં જ્ઞાન અને વાંચનમાં કોઇ પણ સત્તાધારી ચોપડીમાં કે અભિપ્રાયમાં આ બાબત વર્ણવી નથી. ઉપર કહ્યું તેમ નીતિ અને નેકી અને અશોઇના ઉંચા તરીકાવાલા અસલી ઇરાની નર નારીઓ તરફથી ધર્મની અને નેકીની વિરૂદ્ધની બીના બની હોય એમ માની શકાતુંજ નથી. એ લોકોની ધગશ અને નૈતિક આદર્શ આપણે ધારે તેના કરતાં પણ બહુજ ઉંચા હતા એમ સ્પષ્ટપણે જણાય છે.

પ્રશ્ન ૫ માનો જવાબ:—પારસીઓ ઇરાનથી આવ્યા તે આગમજ "ખાસ" વર્ગ એટલે અમીર-ઉમરાવો અને "આમ" વર્ગ એટલે પ્રજા-રૈયત અને સાધારણ વર્ગમાં જુદીનને પરણવાનો રિવાજ હતો નહિ. હા, અપવાદો હતા—જેમ દરેક

ઠેકાણે હોય છે તેમ તે રિવાજ સર્વમાન્ય હતોજ નહિ. લગ્નની બાબત ઉપર તો પારસી ધર્મ અને સાહિત્યમાં બહુજ નૈતિક ભાર મૂકેલો છે. માટે તે વેળાએ જુદ્દીન લગ્નની હિમાયત હોયજ નહિ. (જુઓ Ancient Persian Civilization by Huart; Persian Women and their ways by C. Colliver Rice; Practice of kith and kin marriages in old Iran by Shams-ul-Ulma Dr. Dastur Darab Sanjana; and Dinkard Volumes.)

પ્રશ્ન ૬ ઠાનો જવાબ:—ગોરી અને કાળી પ્રજા એ ફક્ત Race નો તફાવત છે એમ ગણવાનું નથી. Aryan પ્રજામાં પણ ગોરા અને કાળા આવે છે છતાં તેઓની Race એકજ છે. અલબત Race એક બીજા સાથે લગ્ન સંબંધમાં આવે તો ઘણો વખત જતાં પ્રજાનું મિશ્રણ થઇ જાય એમાં શક નથી. ઉંચી Race ની ખુન અને તોખ્મ ઉંચી છે એ વાત પણ ખરી છે.

પ્રશ્ન ૭ માનો જવાબ:—આજથી લગભગ ૧૩૦૦ વર્ષ ઉપર પારસીઓ હિંદમાં આવ્યા, ત્યારે પણ આર્યો અને અનાર્યોનો ભેદ હતો. શુદ્ધ આર્યો તે મધ્ય-એશિઆમાં રહેતી બળવાન અને નેકીનીતિની પ્રજા હતી, કે જે પંજાબમાં ઉતરીને પછી આખાં હિંદમાં અસલના વખતમાં ફેલાઇ હતી. આપણા વડવાઓ મધ્ય-એશિઆથી ઇરાન તરફ ગયા અને ઉંચ હિંદુઓના વડવાઓ પંજાબમાં રહી, હિંદના તે વેળાના ખરા રહેનારા અનાર્યોને હરાવી હિંદમાં સ્થાપિત થયા: અસલ હિંદના વતની તો અનાર્યોજ હતા.

પ્રશ્ન ૮ માનો જવાબ:—ઉપર કહ્યું તેમ અસલ હિંદમાં તો અસલ અનાર્યો વસ્તા હતા, કે જેમની ઓલાદમાંથી આજે આપણા દેશમાં વસ્તા ભીલ, ચોધરા, ગોંડ, ટોડા વગેરે વર્ણના લોકો છે. આર્યોનો ટોળો બહુ મોટો હતો. તે લોકો પ્રથમ તો આર્કટિક ભાગોમાંથી મધ્ય-એશિઆમાં રહી ત્યાંથી સમય જતાં વેરવિખેર થઇ ગયા. તેઓ સુધરેલી પ્રજા ગણાવા લાગી, અને આજે આપણા વડવાઓ, ઉંચ હિંદુઓના વડવાઓ અને યુરોપની બીજી ઉંચ પ્રજાના વડવાઓ તેઓને આપણે anthropologically આર્યન વડવાઓ તરીકે ગણીએ છીએ.

લા. સેવક,

**જાલ પેસ્તનજી બરડી.**



## એક ઉધરતા ધર્મઅભ્યાસી આથ્રવન એર્વદ માણેક ખુરશેદ પંથકીના વિચારો.



ધન મેનશન, દાદર,
મુબઇ.

મહેરબાન માનવંત શેઠજી સાહેબો,

દરેક દેશની પુરાણી પ્રજાઓની તવારીખ પુરેપુરી અને સંગીન લખાયલી મળી નથી, કારણ કે તેને લગતી સઘળી વિગતોની માહિતી તવારીખ લખનારાઓને સંપૂર્ણ હાલતમાં મળી નથી, અને જે ભાંગી તૂટી વિગતો મળી છે તેને આધારે તવારીખ લખનારાઓએ કેટલીક બાબતોમાં પોતાની તર્કશક્તિનો મોટે ભાગે ઉપયોગ કરીને વિગતો જણાવી છે, એટલે એ તો સંભવિત છે, કે તેમાં કેટલીક વિગતો સત્યથી વેગળી હોવીજ જોઇએ.

બીજું એ કે તવારીખ લખનારાઓ ઘણી વખતે લાગણીથી દોરવાઇ જઇને કેટલીક સત્ય બીનાઓને પણ ઉલટાવી નાખી ખોટી ઠેરવે છે. એ દોષ તેમને શીરે રહે છે. ત્યારે તવારીખમાં સત્ય બીનાઓ કેટલી હદે આવે છે, તે તો અભ્યાસી વર્ગ તેનું તોલ કરે છે. તમારી નિશાળના શિક્ષકે ઇરાનની ઇતિહાસિક બાબતની જે ચર્ચા વિદ્યાર્થીઓ આગળ કરી છે, અને તેમ કરતાં જે શબ્દો ઉચ્ચાર્યા છે એ ભુલભર્યા છે. જો આ શિક્ષક તવારીખ લખનારાઓની મુશ્કેલી શું છે તે વિચારતે તથા ઇરાનની તવારીખનો બરાબર અભ્યાસ કીધો હતે, તો ખાતરીથી કહું છું કે આવા અપમાનકારક શબ્દો ઉચ્ચારતે નહિ. આ શિક્ષકની પારસીઓ માટેની માન્યતા તદન ખોટી છે એટલુંજ નહિ, પણ ખરી તવારીખ ઉલટાવી નાખવા બરાબર છે, એમ અમારા નીચલા જવાબોથી સ્પષ્ટ પુરવાર થશે. તવારીખની ખરી માહિતી મેળવવી કેટલી મુશ્કેલ છે, તે તો તવારીખના અભ્યાસીઓજ જાણે છે, અને કદર કરે છે. પારસી તવારીખ માટે જાણીતા અભ્યાસી શેઠ શાપુરશાહ હોરમસજી હોડીવાલા, એમ. એ. લખે છે, કે

"The early history of our people in this country is a veritable *terra incognita*—a dark continent of which little or nothing is known, and of which there is neither map nor chart."

શેઠ હોડીવાલાનું કહેવું તદન વાજબી છે. કારણ કે યજદેગર્દની પડતી પછી પારસીઓ ૧૦૦ વરસ કોહીસ્તાનમાં અને ૧૫ વરસ હોરમઝ બંદરે રહી ઇ. સ. ૭૬૬ ના સાલમાં ઇરાનનો કિનારો છોડી હિંદ આવ્યા. અને આ ભુમી પરબી ઠરીઠામ થતાં ઘણો લાંબો સમય નિકળી ગયો, એટલે સ્વભાવિક રીતે તેમના

મગજમાંથી આ કરૂણુ કિસ્સાની ખરી બાબતો નિકળી જવા પામી; કારણુ કે હિંદ આવ્યા પછી લગભગ ૮૭૩ વરસના લાંબા ગાળા પછી ઇ. સ. ૧૫૯૯ ના સાલમાં નવસારીના એક મોબેદજાદા 'બહમને કેકોબાદે' પારસીઓની ઇરાનથી હિંદની આમદ વિષે એતબાજીમાં એક કિસ્સો લખ્યો, કે જેને "કિસ્સે સંજાણુ" નામ મળ્યું, અને આજ એકલો કિસ્સો તવારીખની બીનાઓ પુરી પાડે છે; તેની આગળ એક પણુ તવારીખ લખાયલી જણુાઇ નથી કે મળી નથી. ત્યારે આ કિસ્સાને આધારે તથા બીજા તવારીખનવેશોના વિચારની મદદ લઇને પ્રશ્નોના પ્રતિ ઉત્તર લખીશું.

સવાલ ૧ લાનો જવાબ:—સાસાની જમાનાના ઇરાની જરથોશ્તીઓને પોતાના પ્યારા અને પાક ધર્મ માટે અતિ ઘણી ધગશ અને માનની લાગણી હતી એટલુંજ નહિ, પરંતુ ધર્મના પાક ફરમાનોનું પાલન થએલું જોવાને પોતાથી બનતું કરતા. ઇરાની જરથોસ્તી પ્રજાની તેમજ નામવર શહેનશાહોની પાક ધર્મ તરફ કેટલી બધી જાનફેશાની હતી, તે શહેનશાહત દરમિયાન બનેલા માની અને મજદક જેવા ઉભરી નિકળેલા ઢોંગી ધુતારાઓનો શાહ નોશેરવાન આદેલ અને તેના ધુરંધર આબેદ દસ્તુર સાહેબોના હાથે કેવો કરૂણુાજનક ફેજ થયો, તે તવારીખમાં નોંધાયલી સત્ય બીનાઓ જગત જાણે છે. તેવીજ ધર્મ તરફની દાઝ અને ધગશ યજદેગર્દ શહેરીયારના જમાના સુધી ઇરાનીઓમાં જાએજ હતી, તે એટલા ઉપરથી પુરવાર થાય છે, કે કેદેસ્યા અને નેહાવંદના છેલ્લા ખુનખાર જંગો દરમિયાન સંખ્યાબંધ ઇરાની વીરલાઓએ ધર્મનાં રક્ષણ અર્થે પોતાના પ્યારા જાનો સદકે કીધા હતા, અને બીજા જરથોશ્તીઓ જયારે તેમની ઉપર ઝનુની અને જંગલી આરબોએ વટલાવવાનો જુલ્મ્માટ કરવા માંડયો, ત્યારે દીનની સાચવણી અર્થે પોતાની માલમતા છોડીને કોહિસ્તાન, ત્યાંથી હોરમઝ બંદરે, અને છેવટે ઇ. સ. ૭૬૬ માં હોરમઝ બંદરેથી વહાણુમાં બેસી દરિયા માર્ગે હિંદની ભૂમી તરફ પોતાનાં વહાણો હંકાર્યા. એ બાબે રશિયાનો એક જાણીતો તવારીખનો વિદ્વાન અભ્યાસી કે. ઇનોસ્ટ્રાન્ટસેવ (K. Inostrantsev) 'કિસ્સે-સંજાન'ના આધારે લખે છે, કે

"We know, that the Indian Parsis are of the type of a definitely pronounced religious and commercial community, consisting of a relatively small number of members, but with clearly defined and carefully preserved ethnical and cultural peculiarities. When the Qisse-i-Sanjân is narrating, that after the death of Yezdegerd those true to the faith of Zoroaster left their dwellings, we have to understand that those were the Persians devoted to the Parsi religion

and to the Sâssanian dynasty, who fled to the remotest and most inaccessible localities of Iran in order to preserve their religious and cultural independence during the devastation of their country."

સવાલ ૨ જાનો જવાબ :—આ શિક્ષકે મોટી ભુલ કરી છે કે ઇરાનથી ફક્ત ૧૧૦૦જ નરનારીઓ આવેલા અને એમ જણાવી મોટો અન્યાય કર્યો છે. ખુદ 'કિસ્સે-સંજાન'નો લખનાર કે કોઇબી બીજા લખનાર ઇરાનથી આવેલા જરથોશ્તીઓની સંખ્યા આપતા નથી અને આપી શકાયબી નહિ, કારણ કે કઇ વેળા કેટલા માણસો કયાંથી અને કયાં આવી વસ્યા, તે ચોક્કસ વિગતવાર જણાયલું પણ નથી. બીજું આ કે, આવી અંધાધુંધીમાં કેટલાં માણસો આવ્યાં અને ગયાં, તેનો હિસાબ કે સુમાર કાઢવા કોઇબી દરકાર કરે નહિ અને તે થઇ શકેબી નહિ. ત્રીજું આ કે, ઇરાનથી જરથોશ્તીઓ આવ્યા તે ફક્ત એકજ કાફલામાં અને એક્કી વેળા આવે એવું બનેબી નહિ. જે જે માણસો આગેવાન હતા અને જેમને ખાસ પહેલી ટકે ઇરાનનો કિનારો છોડવો હતો તેવા માણસો તેમના કુટુંબ કબીલા સાથે નિકળી પડે એ સંભવિત છે; ત્યાર પછી અનેક કાફલાઓએ નાની યા મોટી સંખ્યામાં જુદે જુદે વખતે અને જુદાં જુદાં સ્થળોએથી હિંદ તરફ ચાલુ મૂકયું હશે એમ માનવાને બની આવે છે. એટલાં ઉપરથી જણાશે, કે હિંદમાં ઇરાનથી અમુકજ નરનારીઓ આવ્યાં, એમ કહેવું અને લખવું તદન ગેરવાજબી અને નહિ માનવા જેવું છે.

સવાલ ૩ જાનો જવાબ:—દલીલને ખાતર એક રીતે એમ કબુલ કરે, કે ઇરાનથી ૮૦૦ મરદો તથા ૩૦૦ સ્ત્રીઓ આવ્યાં હતાં, પરંતુ તેથી એમ સમજવું કે તે સઘળાં કુમારાં હતાં, અને હિંદ આવ્યા પછી લગ્ન કીધાં, એ એક પ્રકારનું નહિ માની શકાય એવુ વિવેચન છે. જે જે કાફલાઓ ઇરાનથી હિંદ આવ્યા તેમાં કેટલાંક બાળ-બચ્ચાંવાળાં, કેટલાંક કુમારાં તથા કેટલાંક વૃદ્ધ પણ હોવાંજ જોઇએ. 'કિસ્સે-સંજાન'ના આધારે ઉપલોજ રશિયન વિદ્વાન જણાવે છે, કે

"Owing to oppressions from non-Zoroastrians, they got with women and children on ships and having crossed the sea they landed in Div."

સવાલ ૪ થાનો જવાબ:—આપણે ફકત વાદવિવાદ માટે એમ માની લઇએ, કે ઇરાનથી આવેલા નરનારીઓની સંખ્યા ૧૧૦૦) હતી, તેમાં ૮૦૦) નર અને ૩૦૦) નારીઓ હતી, તેમણે આપસઆપસમાં લગ્ન કીધા બાદ આ શિક્ષકના કહેવા મુજબ બાકી રહેલા ૫૦૦) નરોએ તે વેળાની પરજાત જે બીલડીઓ હતી તેમની

સાથે લગ્ન કીધાં. ઇરાનથી જ્યારે શરૂઆતમાં પારસીઓ હિંદ આવી વસ્યા તેનું કારણ આપણે ઉપર જોયું તેમ ધર્મની જાળવણીને માટેજ આવ્યા હતા. તે વેળાના જરથોશ્તીઓમાં ધર્મની દાઝ અને ધર્મના ફરમાનનાં પાલણની કાળજી અતિ ઘણી તિવ્ર હતી તે ધ્યાનમાં લેતાં એમ કહી શકાય, કે તે વેળાના પારસીઓ હિંદની બીજી બાયડીઓ સાથે લગ્ન કરવામાં એક મોટું પાપ સમજે, કારણકે ધર્મનાં ફરમાન અનુસાર કોઇબી પારસીથી પરજાત સાથે લગ્ન કરી શકાય નહિ, પરંતુ જો તે પારસીઓએ લગ્ન કીધાં હોય, તો બધાજ તેમ કરી શકે નહિ. તેમાંના ઘણાંજ થોડાઓ એક અપવાદ તરીકે કદાચ તેવે માર્ગે ગયા હોય, કારણકે એક પ્રજા એક દેશમાંથી બીજા દેશમાં જાય ત્યાં જરૂરજ આવા પ્રકારનો સંબંધ કંઇક અંશે થાય એટલુંજ નહિ, પણ ધર્મના રીતરિવાજો પણ અદલાબદલી કરે. તવારીખ-નવેશોએ એટલું જાણવું જોઇએ, કે જ્યારે આર્ય પ્રજા છુટી પડી ત્યારે તેનો એક ભાગ ઇરાનમાં અને બીજો હિંદમાં આવી વસ્યો. જે ભાગ હિંદમાં આવી વસ્યો (જે હાલના હિંદુઓ છે) તેઓએ તે વેળાની અન-આર્ય પ્રજા સાથે આપસ-આપસમાં લગ્ન કીધાં એટલુંજ નહિ, પણ અન-આર્ય પ્રજાના ધર્મની કેટલીક માન્યતાઓ તથા દેવતાઓને પોતાના ધર્મમાં આમેજ કીધા, એ બીના તવારીખમાં લખાયલી અને સિદ્ધ થએલી બાબત છે. એક બીજું જાણવાજોગ આ છે, કે ઇરાનનો હિંદ સાથેનો સંબંધ અતિ પુરાણો છે. છેક શાહ જમશેદના વખતથી ઇરાનીઓ વેપાર અર્થે યા રાજદ્વારી બાબત અર્થે હિંદ સાથે સંબંધ ધરાવતા હતા એટલુંજ નહિ, પરંતુ કેટલાંક કુટુંબો પણ હિંદમાં ઘણા કાળથી વસતાં હતાં, તો બનવાજોગ છે, કે જ્યારે શાહ યઝદેગર્દ શહેરીયારની હાર પછી ઇરાનીઓ હિંદ આવી વસ્યા, તે વેળા જ્યારે તેમને લગ્ન કરવા માટે સ્ત્રી યા પુરૂષની જરૂર પડી હોય, તો તેમની આગમચ આવી વસેલાં ઇરાની કુટુંબોમાંથી તેઓ સ્ત્રી યા પુરૂષ મેળવી શકયાં હોય.

સવાલ ૫ માનો જવાબ:—શાહનામાં ઉપરથી જણાય છે, કે કોઇ અસલી ઇરાની શહેનશાહો પરકોમની બાયડીઓ સાથે લગ્ન કરતા હતા; પરંતુ પ્રજાનો સામાન્ય ભાગ કે જે ધર્મ માટે અતિ માન અને દાઝ ધરાવતો હતો, તે જ્યારે ઇરાન છોડી હિંદ આવી વસ્યો તે વેળા તેમનામાં જુદદીન લગ્નનો રિવાજ હોય, એમ માનવાને કાંઇપણ કારણ મળી શકતાં નથી. વખતના વહેવા સાથે જ્યારે તેઓ એકબીજાના ઘણા પરિચયમાં આવ્યા હોય, ત્યારથીજ આ રિવાજની શરૂઆત થઇ હોય એમ જણાય છે.

સવાલ ૬ થાનો જવાબ:—દેશદેશની આબોહવા પ્રમાણે વિદ્વાનોએ પ્રજાના અમુક વિભાગો પાડયા છે, જેવાકે-White race, yellow race, black race

વગેરે, આર્ય પ્રજા (કે જેમાં પારસી હિંદુ, ગ્રીક, સ્લાવિક, જરમન વગેરે સમાય છે) વ્હાઇટ રેસમાં આવે છે. એક માણસનાં શરીરની ચામડીનો રંગરૂપ તે દેશની આબોહવા તથા ઋતુ પર ઘણો મોટો આધાર રાખે છે. એવું કાંઇપણ નથી, કે ગોરી ચામડીવાળો કાળી ચામડીવાળી સ્ત્રી સાથે લગન કરે, તો તેનું ફરઝંદ જન્મે તે કાળું યા ગોરૂંજ હોવું જોઇએ. આપણી આર્ય પ્રજામાં કેટલો બધો તફાવત છે. યુરોપમાં વસ્તી બધી આર્ય પ્રજામાંના કેટલાક કાળા કોલસા જેવા, કેટલાક તાંબાના રંગવાળા, જ્યારે કેટલાક દૂધ જેવી સફેદ ચામડીનાં હોય છે. એ બધું ઋતુને આભારી છે.

સવાલ ૭ માનો જવાબઃ—હિંદમાં જરથોસ્તીઓ આવ્યા તે આગમચ આર્યન પ્રજાનો એક ભાગ (જેઓ હાલે હિંદુ કહેવાય છે) આવી વસ્યો હતો. તેમની આગમચ હિંદ દેશ જુદી જુદી અન-આર્ય પ્રજા જેવી કે-સિથ્યન, દ્રાવિડયન, કોલેરિયન વગેરેથી વસાયો હતો. હિંદની તવારીખમાં સ્પષ્ટ જણાવલું છે, કે આર્ય પ્રજાએ હિંદમાં પ્રવેશ કર્યા પછી ત્યાંની અન-આર્ય પ્રજા સાથે આપસઆપસમાં લગ્નનો સંબંધ કીધો એટલુંજ નહિ, પરંતુ ધર્મના રીતરિવાજો તથા દેવતાઓની પણ આપ લે કીધી; એટલે તદન ચોકખી આર્ય પ્રજા રહી શકે એ બનવાજોગ નથી. પરંતુ એટલું તો ખરૂં કે તેમના બ્રાહ્મણો પણ આપણા જરથોસ્તી મોબેદો માફક ધર્મ અને તેના કાનુનોના પાલણમાં ચુસ્ત હતા, અને તે કારણસર બ્રાહ્મણોએ અન-આર્ય પ્રજા સાથે લગન નહિ કીધાં હોય એ બનવાજોગ છે, અને તેટલો તેમનોજ ભાગ ચોકખો રહી શકે.

સવાલ ૮ માનો જવાબઃ—હાલમાં આર્ય અને અન-આર્ય કોણને કહેવા એ બહુ મુશ્કેલ સવાલ છે, કારણ કે હિંદુ ધર્મ પાળતી પ્રજા હાલમાં હિંદમાં મોટી છે. તેના વિભાગો એટલા બધા છે, કે તે અમારા જેવા એક વિદ્યાર્થીની જાણમાંઆ નહિ હોય. આવા બિકટ સવાલોનું ઉકેલ હિંદુ વિદ્વાનજ કરી શકે; એટલે આ બાબત માટે ચુપકીદી વધારે સારી છે.

લા. સેવક,

માણેક ખુરશેદ પંથકી.



અંજાણ્યુ હતા નહિ. વળી જેમ દરિયા માર્ગે ગુજરાતના કાંઠા ઉપર પારસીઓએ વસવાટ કર્યો હતો, તેમ કેટલાક તાયફાઓ જમીન માર્ગે ઉત્તર હિંદુસ્તાનમાં આવી વસેલા હતા, અને તેઓની તે વસતી ઇ. સ. ની ૧૫ મી સદી સુધી ઉત્તર હિંદુસ્તાનમાં જુદે જુદે સ્થળે ચાલુ રહી હતી, એમ અનેક તવારીખી સહાદતોથી જાણી શકાય છે. ઉત્તર હિંદુસ્તાન સાથ પારસીઓનો સંબંધ ઇ. સ. પૂર્વે ૫૧૦) માં હખામની શહેનશાહ દારાયસ હિસ્તારિપસએ પંજાબનો પ્રદેશ જીતી લીધો ત્યારથી શરૂ થાય છે; હખામની શહેનશાહત જે ૩૦) મુલકોની બની હતી તેઓનાં નામો નક્ષે-રૂસ્તમના પહાડ ઉપરના ખીલારોકી લેખોમાં મળે છે, તેમાં હિંદનું નામ પણ આવે છે. પંજાબમાં દારાયસ તરફથી નેમાયલો પારસી હાકેમ રાજ્ય કરતો હતો, અને તે કારણે પારસીઓની સારી સંખ્યા ઉત્તર હિંદુસ્તાનમાં અઢી હજાર વરસ ઉપર પણ હોવી જોઇએ, એમ સહેલાઇથી કહી શકાય. હખામની પછીનાં ઇરાન ઉપરના ઇરાની પાર્થ્યન અમલ દરમિયાન પણ પાર્થ્યન શહેનશાહ મહેરદાદ ૧ લા એ (ઇ. સ. પૂર્વે ૧૭૧ થી ૧૩૮) જેલમ નદિ સુધીનો મુલક તાબે કરી પાર્થ્યન શહેનશાહત સાથ જોડયો હતો એ તવારીખી સચ્ચાઇ છે. પાર્થ્યન પછી ઇરાન ઉપર રાજ્ય કરી ગએલા સાસાની પારસી પાદશાહોના અમલ દરમિયાન પણ ઉત્તર હિંદુસ્તાનમાં મોટા ભાગ ઉપર પારસીઓની સર્વોપરિ સત્તા હતી. સાસાની પાદશાહોના મળી આવેલા સિકકાઓમાં હોરમઝ ૧ લાના સિક્કા ઉપરના લેખ ઉપરથી માલમ પડે છે, કે તે પોતાને 'શહેનશાહ-ઇ-ઇરાન વ અન-ઇરાન વ બુઝોર્ગ શાહ-ઇ-કુશાન' તરીકે ઓળખાવે છે. એજ શહેનશાહના સિક્કાની પાછલી બાજુએ એક આકૃતિ છે, જેની નીચે "શાહ-ઇ-હિંદ" એવો લેખ છે. આ ઉપરથી સલામતી સાથ પુરવાર કરી શકાય છે, કે સિંધ, રજપુતાના અને પંજાબના જે મુલકો કુશાન નામના હિંદી રાજઅમલ હેઠળ હતા, અને તેઓ ઉપર ઇરાનના પારસી શાહોની સર્વોપરિ સત્તા હતી. સાસાની શહેનશાહતની આરબોને હાથે પડતી આવી ત્યાંસુધી ઇરાન ઉત્તર હિંદુસ્તાનના મોટા ભાગ ઉપર સર્વોપરિ સત્તા ભોગવતું હતું, અને તેથી પારસીઓ ઉત્તર હિંદુસ્તાન સાથે ઘણા ગાઢા સંબંધમાં ચાલુ રહેતા હતા. છેલ્લા સાસાની શહેનશાહ યજદેગર્દની હાર પછી પારસીઓ આરબ જુલમથી નાસભાગમાં પડયા તે વેળા સ્વાભાવિક રીતેજ તેઓમાંના કેટલાકો જમીન માર્ગે ઉત્તર હિંદુસ્તાનમાં આવ્યા હતા. આ રીતે ત્યારે પારસીઓ જેમ દરિયા માર્ગે હિંદુસ્તાનમાં આવી ગુજરાતમાં ઠરીઠામ થયા, તેમ જમીન માર્ગે ઉત્તર હિંદુસ્તાનમાં આવી ઠરીઠામ થયા હતા, એ બીના ભૂલવી જોઇતી નથી. ઉત્તર હિંદુસ્તાનમાં પારસીઓનો વસવાટ હતો તેના ઘણાએક દાખલાઓની નોંધ તવારીખમાં મળે છે, પણ અત્રે એકજ દાખલો આપી, એ બીનાની સચ્ચાઇ